આ પુસ્તક રખડતું મુકી આશાતના કરવી નહિ

શ્રીમાન પૂર્વાચાર્યકૃત

# પ્રાચીન સ્તવન સજ્ઝાયાદિ

# સંગ્રહ


પ્રસિદ્ધ કર્તા

મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ

દોશીવાડાની પોળ—અમદાવાદ.

વીર સંવત ૨૪૬૬ વિક્રમ સંવત ૧૯૯૬

પ્રત ૧૦૦૦

શ્રીમાન્ પૂર્વાચાર્ય કૃત.

# પ્રાચીન સ્તવન, સજ્ઝાયાદિ સંગ્રહ

શ્રીમાન્ આચાર્ય મહારાજ શ્રી મુલચંદ્રજી મહારાજના સંઘાડાના સાધ્વીજી મહારાજ શ્રી ગુલાબશ્રીજી, તેમની શિષ્યા સદાશ્રીજી, તેમની શિષ્યા ફતેહ-શ્રીજી તેમના શિષ્યા જમનાશ્રીજી તેમની શિષ્યા લાવણ્યશ્રીજી, તેમનાં ગુરૂબેન રતનશ્રીજી તથા તેમનાં પ્રશિષ્યા મુક્તિશ્રીજી તથા મહેન્દ્રશ્રીજી ના ઉપદેશથી

પ્રસિદ્ધ કર્તા
મહેતા નાગરદાસ પ્રાગજીભાઇ
દોશીવાડાની પોળ-અમદાવાદ

પૂજ્યપાદ ગુરુણીજી મહારાજશ્રી રતનશ્રીજી મહારાજ સાહેબ પાલણપુરમાં કાજીના વાસમાં વિવેકવિજયજીના ઉપાશ્રયમાં સં. ૧૯૯૫ નું ચોમાસુ રહી ત્યાં ઉપાશ્રયમાં બેસનાર બ્હેનોને ઉપદેશ આપી આ પુસ્તક છપાવવા માટે જે પરીશ્રમ લીધો છે તેના માટે આભાર માનું છું.

લી.

**પ્રકાશક.**

મુદ્રક: કેશવલાલ સાંકળચંદ શાહ. ધી વીરવિજય પ્રિ. પ્રેસ રતનપોળ, સાગરની ખડકી–અમદાવાદ.

# આ પુસ્તક છાપવામાં અગાઉથી મદદ આપનારના નામો

૨૫) શ્રી શાહ ખાતે
૫) શ્રી શાહ ખાતે
૫) કેસરબેન (બાદરગંજવાળાં)
૫) સમુબેન (સાંમણુ)
૫) બબુબેન.
૪) કેસરબેન. (જીવા મ્હેતાની કચેરી)
૨) ચંદણબેન કોઠારી.
૨) ગજરાબાઈ.
૨) ધાપુભાઇ દોશી.
૨) ચંપાબેન સંઘવી.
૨) શ્રી શાહ ખાતે.
૨) ધાપુબાઈ નાના દેરા પાસે.
૨) હીરાબાઇ.
૨) સમુબાઈ મ્હેતા.

૨) પારૂબેન.

૨) પારૂબેન ઢાળવાસ.

૨) કેસરબેન. (ખુબા પીતાંબરનો માઢ)

૧) પસીબાઈ નવાપરા.

૧) ઉદાંબાઈ.

૧) લખમીબાઇ.

૧) નાથીબાઇ.

૧) મફીબેન.

૧) ચંચળબેન કોઠારી. બાદરગંજ.

૧) ચંચળબેન ઢાળવાસ.

૧) જીવી બેન.

૧) અમુબાઇ.

૧) રૂખીબાઈ.

૧) સમુબાઇ કાજીની આંબલી.

૧) કેસરબેન કાજીની આંબલી.

---

૮૩

# અનુક્રમણિકા

# પાઠશાળામાં ખાસ લહાણી કરવા લાયક પુસ્તકો

| | |
|---|---|
| સામાયિક સૂત્ર (મૂળ પાઠ) | ૦—૧—૦ |
| સામાયિક સૂત્ર (ચૈત્યવંદન, ગુરૂવંદન વિધિ સાથે) | ૦—૨—૦ |
| સ્થાપનાજી (પાકું પૂંઠું) | ૦—૧—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (પોકેટ સાઇઝ) | ૧—૪—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (અર્થ સાથે) | ૧—૪—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (ગુજરાતી વિધિ સાથે) | ૦—૧૨—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (શાસ્ત્રીય વિધિ સાથે) | ૨—૦—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (ગુજરાતી મૂળ) | ૦—૧૦—૦ |
| સુધારસ સ્તવન સંગ્રહ | ૦—૧—૦ |

નાગરદાસ પ્રાગજીભાઇ મહેતા
દોશીવાડાની પોળ : અમદાવાદ
સંઘવી મુલજીભાઇ ઝવેરચંદ—પાલીતાણા

# શ્રી નેમનાથ પ્રભુના ઢાલીયાં

ગુરૂ મ્હારા શહેરમાં પધારીયા રે એ રાગ.

સરસતી ચરણ નમી કરીરે, શ્રી સં ખેસર રાયારે, વાલો મારો નેમી જીણંદને ગાઈશું રે, અરિહંત ગુણ સંભારતારે, ભવો ભવ પાતિક જાયરે—વાલો. એ તો બાવીશમો જિનરાયરે, વાલો. ॥ ૧ ॥ મિત્ર વચને પ્રભુ આવીયારે, આયુધ શાળા માંહરે; વાલો ॥ લીલા શંખ વજા- ડીયોરે, નેમિસર ઉચ્છાહરે, વાલો ॥ ૨ ॥ શંખ શબ્દને સાંભલીને, ચિંતે દામોદર ધીરરે વાલો ॥ કુણ મુજ વયરી ઉપન્યોરે; થાવે હરિ દીલગીરરે વાલો ॥ ૩ ॥ આયુધ શલાએ આવીયારે, દીઠો નેમી કુમારરે

વાલો ॥ બળની પરિક્ષા તેણે કરીરે ॥ હરી
દુઃખ ભરિ અપારરે. વાલો ॥૪॥ અંબરે
સુર બોલ્યાહરીરે, ન કરે ફીકર લગારરે
વાલો ॥ અણુ પરણ્યો નમિ થસેરે, શિવ
સુંદરી ભરતારરે,વાલો ॥ ૫ ॥ એમ સુર
વાણી સાંભળીરે, હરખે મોરારી ત્યાંહરે ॥
વાલો તો પણ સંશય ટાલવારે, આવે અં-
તેઉરમાંહે રે વાલો. ॥ ૬ ॥ વિહવા મનાવો
નેમનેરે ॥ કહે ગોપી ને શ્યામરે. વાલો ॥
રૂષભવિજય કહે આગલેરે ॥ રચના રસ
અભિરામરે ॥ વાલો ॥ ૭ ॥

ઢાલ ૨—રાયણને સહકાર વાલા. એ રાગ.

સોલે સણગાર સજીરે સાહેલી ॥
ગોપી બત્રીસ હજાર વાલા ॥ નેમીજીનેસર
સાથે લેઇ ॥ આવે સરોવર તીર વાલા ॥

સોલે ॥ ૧ ॥ પ્રભુને સોનાને સિંહાસન
થાપી ॥ ગોપી ચિંતે મનમાંહી વાલા ॥
જળથી પ્રભુ અકળાશે જ્યારે ॥ માનસે
ત્યારે વિહવા વાલા ॥ ૨ ॥ જ્યાં તતક્ષણ
આકાશે થઇ વાણી ॥ સાંભળજો હરીનાર
વાલા ॥ એક એક હજાર ને આઠે કલશે ॥
નવરાવ્યા એક ધાર વાલા સોલ ॥ ૩ ॥
હરષ ધરિ જળ કેળ કરે રે ॥ પ્રભુને છાંટે
નીર ॥ વાલા ॥ ફુલદડા કેઈ રદયે મારે ॥
માનની મદ રસપૂર વાલા ॥ સોલ ॥ ૪ ॥
કામ કટાક્ષ કેઇક ઘેરે, લાલ શિવાનો નંદ
વાલા ॥ કેશર સોવન ભરી પીચકારી ॥
મારતિ નયણાનંદ વાલા ॥ સોલ ॥ ૫ ॥
જલક્રીડા કરીને નીસરીયા, ટોલે મિલી
સહુ નાર ॥ વાલા રૂષભ કહે પહેલી

પટરાણી, બોલે વચણ રસાલ વાલા ॥ સોલ ॥ ૬ ॥

ઢાલ ૩–સુંદર બાઈ ચાલ્યાં સાસરીએ એ રાગ.

કહે રૂખમણી હરી ઠકુરાણી જો કે નેમની દીલની જાણી જો ॥ કાયર છે નેમ નગીના, જો કે નારી ખરચે બીહનો જો ॥ પ્રભુ જાદવ કુલના રાયા, જો કે લાલ શીવાના જાયા જો ॥ ૧ ॥ નેઉર ને કાંબી વહાલી જો કે ચુંદડી માગે વાલીજો, વલી માગે વસ્તુ પ્યારી જો કે, ખરચની ચિંતા ભારી જો ॥ ૨ ॥ તુજ બાંધવ જે ગીરધારો જો કે, તેને છન્નુ હજારી જો રૂપે શું રંભા હારી જો કે, કામ તણી અવતારી જો ॥ ૩ ॥ હું હરીની જાઉં બલહારીજો કે, સરખી પાલે નારીજો, તે સહુના

ખરચ ચલાવે જો કે, એક થકી શું જાવે જો ॥ ૪ ॥ પણ પરણો નારી હરખે જો કે, બાંધવ પુરૂં કરશે જો, બહુ બળીયા નામ ધરાવો જો કે, બલને આપ લજાવો જો. ॥૫॥ તું કાંઇ દીયરીઆ જાણે જો કે, સાંભળે નારી ટાણે જો, એમ સખીઓ મલીઓ સમજાવે જો કે, રૂષભ કવિશ્વર ગાવે જો ॥ ૬ ॥

ઢાલ ૪ થી રાગ. મન મંદીરે આવોરે.

સત્યભામા ભાખેરે કે માનીએ વાતલડી, દીયર એક પરણોરે કે ગાનની પાતલડી ॥ ૧ ॥ કુણ નારી ના વરીયારે કે સાંભળ સાંમળીયા, સઘળા અબલાનેરે કે સબલા વશ પડીયા ॥ ૨ ॥ જેણે સૃષ્ટી નીપાઇ રેકે આદીશ્વર રાયા, તે પણ

પરણ્યા છે કે લાલ શીવાના જાયા ॥ ૩ ॥ પછી સંજમ લીનો કે, જઇ સિદ્ધમાં વસીયા, તું કોણ નવો જાગ્યો રે કે સિદ્ધ તણો રસીયો ॥ ૪ ॥ કુણ કુણ હલવાને રે કે જલ ભરવા જાશે, હીયર મત રહેજો રે કે, ભોજાઇના વિશ્વાસે ॥ ૫ ॥ પરણ્યા વિણ કહો કુણરે કે, પોતાની પાવે, નિજ નારિ વિના કુણરે કે સર્વ અંગે નવરાવે ॥ ૬ ॥ અલબેલા સાહેબરે કે શું રહ્યા હઠ તાણી, એક પદ્મણી પરણોરે કે રૂષભ તણી વાણી. ॥ ૭ ॥

ઢાલ ૫ મી.

કહે જંબુવતિ અલબેલીજો કે સાચુ કહીયે શામલીઆ, તુમ વંશ થયા છે પહેલા જો કે, સાચુ૦ મુનિસુવ્રત જિન

મહા ભાગી જોકે સાચું૦ રંગીલા રમણી
રાગીજો ॥૧॥ પ્રભુ સોલમો સંસારી જોકે
સાચું૦ એક લાખ ને બાણું હજારી જો
કે સાચું૦ તે પણ પરણ્યા છે નારી જો કે
સાચું, પછી વિષય દશાને વારી જો કે
સાચું૦ ॥ ૨ ॥ તે જીનજી સંજમ રસીયા
જોકે, સા૦ જઇ શિવ મંદિરમાં વસિયા
જોકે, સા૦ તું મત કર છોકર વાદી જોકે,
સા૦ નહીં શોભે જાદવ ગાદી જોકે સા૦
॥ ૩ ॥ તને વાંઢો કહીને ગાશે જોકે સા૦
પરઘર પિર્શણ કોણ દેશે જોકે, સા૦ પર-
નાર હસી બોલાવશેજીકે સા૦ તબ તેના
મહેણા ખાશોજી કે સા૦ ॥૪॥ વલી વંશ
વધારણ નારી જો કે, સા૦ જીહાં તુમ
સરીખા અવતારી જો કે, સા૦ એમ

હરીની ગોપી બોલે જો કે, સા૦ વચણા રસ અમૃત તોલે જો કે. સા૦ ॥ ૫ ॥

ઢાલ ૬ ઠી.-જીમ જીમ એ ગીરી ભેટીએ એ રાગ.

જીમ જીમ કહીએ એહનેરે, તીમ તીમ મુંગો થાય સાહેલી. જાદવને કહેવાપણુંરે, આપણનું શું જાય સાહેલી. માને તો ઘણું ઇમ ભલુંરે, નહી તો કહીએ ન કાંઈ સાહેલા. ॥ ૧ ॥ જે નહીં પરણે નેમજીરે, લટકાળી એક નાર સાહેલી, વનના ફુલ તણી પરેરે, જાશે એનો અવતાર સાહેલી ॥૨॥ શોભા જો કરશો દેહનીરે, નારી વિના તે ફોક સાહેલી, છેલાઇ વેશે ચાલતારે, મહેણા દેશે લોક સાહેલી. ॥ ૩ ॥ મુખ મટકે લટકે કરીરે, દેખાડશે કુણ હેજ સાહેલી, અલ-

બેલી વિણ એહનીરે, પાથરશે કુણ સેજ સાહેલી ॥ ૪ ॥ આપણે તો કહીએ ઘણું રે, તે તો એહને કાજ સાહેલી, પદ્માવતી જાણે માનસેરે, બાવીસમો જીનરાજ સાહેલી.

ઢાલ ૭ મી.

સહીયર સફળ થયો દિન આજ, ગુરૂને
હીઠડારે લોલ, એ રાગ.

ગાંધારી કહે નારી વિના કુણ લાડ લડાવશેરે લોલ, પરણ્યા વિણ કુણ બીજી વહુવર નામ ધરાવશેરે લોલ, ભોજાઇઓ ફરી ભાખે છે કે ઝાઝુ ન તાણીયેરે લોલ, છેલ છબીલા મહારાજ કે અમ કહ્યું માનીયેરે લોલ ॥૧॥ સગો પરોણો નારી વિના કોઇ નાવે બારણેરે લોલ, સંઘ લઇ

સિદ્ધાચલ જાશો જાત્રા કારણે રે લોલ ॥ સંઘવણ કહીને કોને ગાસે ગીત તે બા-
લીકારે લોલ, માલ પહેર્યાને અવસર જોઇએ જાયા લાડકીરે લોલ ॥૨॥ કન્યા
વિણ નેમ દીયરીયા ગહુંલી કુણ કરેરે લોલ, કન્યા રત્ન ખાણ વખાણી શાસ્ત્ર
સાંભલીરે લોલ ॥ ગુરૂ મુખ વાણી સાંભ-
લવા જાય કે હૈયડે ઉલટ ધરીરે લોલ, ઘર
વિહવા ને વલા ઉજાણી તીહાં પણ આ-
ગલીરે લોલ ॥ ૩ ॥ એક દિન શરદ પુન-
મની રાત જોવા હું નીસરી રે લોલ,
દેખીને મને અંગ વિનાની પીડા આક-
રીરે લોલ, અણ પરણ્યા સામલીયા વાત
તુમારી સાંભળીરે લોલ, જાયા વિણ
જન્મારો જાશે નેમનોરે કેમ કરીરે લોલ

॥૪॥ હુ ભાખું છું તુમ દુઃખ ભારી માનો માહરારે લોલ, પણ જાણું વૈરાગી થવાનું છે મન તાહરૂંરે લોલ ॥ હરીની ગોપી કોપી કહે છે કેમ બોલે નહીંરે લોલ. તેમ નગીનો ઉત્તર નાલે રૂષભ કહે સરઈરે લોલ ॥ ૫ ॥

ઢાલ ૯ મી.

હરનારીની ગોરી બોલેરે કે મોહન દીયરીયા એ તો ધીંગાણા મલી ટોળીરે કે મોહન દીયરીયા૦ પણ કહું છું હું અંતર ખોલી હું તો બાલપણાની ભોળીરે મોહન૦ ॥ ૧ ॥ કાંઇ અંતર કપટ નવી રાખુ, જેવું હોય તેવું ભાખું ॥ જ્ઞાની સરવ નેને નીહાલે, અજ્ઞાનીની પ્રિત ન પાલે રે ॥ ૨ ॥ મો૦ આકાસે ફરતા

સુડારે, તુમથી તો પંખી રૂડારે ॥ ક્ષીણ એક નારી રહે દેહરે, તસ વિરહે કરી ઝુરેરે ॥૩॥ મો૦ દિવસે ચુણ કરવા જાવે સાંજે નીજ માલે આવે ॥ સુખ માને રમણી મહાલે રે, પશુ જાત થકી શું હારેરે મો૦ ॥૪॥ છો જાદવ કુલના રાયા માનો માનો શિવાના જાયા. ઈમ ગોપી કહે કર જાલી, કવી રૂષભની વાણી રસાલીરે ॥ ૫ ॥ મોહન૦

ઢાલ ૯ મી—મનમોહન મેરે એ રાગ.

લક્ષમણા કહે નેમજી મન મોહનગારા, શું હઠ લઇ બેઠારે તુમ જાઓ ઠગારા ॥૧॥ હું મનમાહે જાણતા. પ્રભુજી મહા જ્ઞાની પણ સંસાર મોતી જડી સોના તણી નાક. મેવારો. ॥ ૩ ॥ હાર

હૈયે સોહામણો, દાંત રેખા સોનાની, કંચન વાનને કામની, દેખત મનહારી ॥ ૪ ॥ અતિશે રૂપ દેખીને, રઢ લાગશે તમને. અંગ વિનાનો પીડસે, શું કહાવો અમને ॥ ૫ ॥ એહવા વચને થીર રહ્યા, ધન નેમકુમાર. રૂષભ કહે તે વાંદીયે, નાવ પરણ્યા નાર ॥ ૬ ॥

ઢાલ ૧૦ મી રાયણુને સહકાર વાલા, એ રાગ.

સુસીમાની વાણી ભલીરે, જાણે અમીય સમાન વાહલા ॥ મુનીવર આવશે આંગણેરે, તેને દેશે કુણ દાન વહાલા ॥ ૧ ॥ આવ્યા ગયાને સાહેબારે, સરવ વચ્ચે હોય નાર વાહલા. ઘર મંડણ રમણી કહેરે. સાજનમાં જયકાર વાહલા ॥ યૌવનનો લટકો પ્રભુરે, તે તો

દહાડા ચાર વહાલા. અવસર ફરી આવે નહીરે, હૈયડે કરો વિચાર વહાલા સુસીમા ॥ ૩ ॥ એહવા વચન સુણી ગોપીનારે, અહો જગ મોહ વિકાર વહાલા. મોહદશા દેખી ફરીરે, નેમ હસ્યા તેણી વાર વાહલા. ॥ ૪ ॥ સહુ ગોપી મળી તાળી દીધીરે, માન્યા માન્યા વિહવા વહાલા ॥ કૃષ્ણ નરેશ્વર સાંભલીરે. હરખ થયો મન માંહી વાહલા ॥ ૫ ॥ ઉગ્રસેન તણે ઘેર જઇને, માગી સુતા ગુણવંત વહાલા ॥ રાજુલ સાથે જોડી સગાઇ, જોષિડા ને પુછંત વહાલા ॥ ૬ ॥ જોસી શ્રાવણ સુદ દિન છઠનું રે, લગન દીધું નીરધારરે, વહાલા ॥ માત શિવા ને સમુદ્ર વિજયને યાદવ હર્ષ અપાર વહાલા. ॥ ૭ ॥ ધવલ

મંગલ ગાવે ગીત રશીલા, સહુ મલી સધવનાર વહાલા. રૂષભ કહે પ્રભુ જાર-ણવા જાસે, તેનો અધીકાર વહાલા.॥૮॥

ઢાલ ૧૧ મી

જીરે સ્નાન કરે હરખે ધરી, મલી સધવા કરે ગીત ગાન. સુંદર વર સામ-ળીયાજીરેસોલે સજી શણગાર. લીધા હાથમેં પાન ॥ સુંદર ॥૧॥ જીર મંગળ મુખે ગાવતી. રથે બેઠા નેમ કુંમાર॥ દશારથરાય ને શ્રીપતી વલી સાથે દશ દશારણ સાથ ॥ સુંદર ॥૨॥ જીરે જોવા મલ્યા સુર નર તીહાં, કાંઇ જાદવ લોક અપાર ॥ જાનઇયા સાથે ઘણારે. જાણે તેજ કરી દિનકાર ॥ સુંદર ॥ ૩ ॥ જીરે છન્નુ હજાર રાણી ભલી. મલી સાહુ-

કારની નાર ॥ જીમ રૂપે રંભા હારી. વાસુદેવની બહોંતેર હજાર. ॥ સુંદર ॥૪॥ જીરે યાદવની બીજી ઘણી. તેહની નારીઓનો કુણ ઘણો પાર, મંગલ ધવલ ગાવે પુંઠે. રામણદીવો કરે માતા સાર.॥ સુંદર૦ ॥ ૫ ॥ જીરે એણી પેરે બહુ આડંબરે. પ્રભુ નેમજી પરણવા જાય. ધોળી તરા ઘર દેખી કરી, પુછે સારથીને જીનરાય. ॥ સુંદર૦ ॥૬॥ જીરે સારથી કહે કર જોડીને–પ્રભુ સસરાના ઘર એહ, તોરણ આવ્યા નેમજી કવી રૂષભ કહે ગુણ ગેહ. ॥ સુંદર૦ ॥ ૭ ॥

ઢાલ ૧૨ મી અનીહાંરે વાલો વસે
વીમલાચલેરે. એ રાગ.

સખીહાંરે કંત આવે કેણ શેરીએ,

હું તો જોઉં મારા કંતની વાર ॥ કંત
આવે કેણુ શેરીએ. સખી રાજીમતી કેતા
તીણે હર્ષમાંરે. આવી બેઠી ગોખમજાર,
મૃગ લોચનાને વલી ચંદ્રાનનારે. સખી
સાથે જોવે વરસાર ॥ કં૦ ॥ ૧ ॥ સખી
મૃગ લોચના કહે રાજમતા રે. વડ
ભાગીણ સહુ સીરદાર. ત્રાભુવન નાથ
દયાની નીલોરે, જેહને નેમિશ્વરનાથ
॥ કં ॥ ૨ ॥ સખી એહવું સુણીને ચંદ્રા-
નનારે. કાંઇ બોલી મુખ મચકોડ. એ વર
રૂડો વૈરા ગીઓરે. પણ એહમાં છે એક
ખોડ ॥ કં ॥ ૩ ॥ સખા જોઇને અતી
સાંમલોરે. તબ બોલી રાજુલ નાર. કાળો
કસ્તુરીને કરિ વલીરે, કાલા મેઘ છે રે
જલધાર ॥ કં ॥ ૪ ॥ સખી કાલી કીકી

નેત્ર સોભતારે, ચિત્રામણે કાલી રેખ. ચિત્રા વેલ ને ભુમિકારે. કાલો સોહે માથાનો કેશ. ાા કં ાા૫ાા સખી હીમ દહે ખારૂં લુણ છેરે. ગોરામાં ગુણ નહી બહેન ાા તે સમે રાજી મતી તણીરે, કાંઈ દાહીણ ફરકે નેત્ર ાા કં ાા ૬ ાા સખી જમણી ફરકે કીમ મુજ આંખડીરે. તવ પસુડે કીધો પોકાર. સારથીને પુછે નેમ-જીરે કવિ રૂષભ કહે નીરધાર ાા કં ાા૭ાા

ઢાલ ૧૩ મી

નીજ સારથી કહે કરજોડ, બોલે તે વારેરે લાવ્યા ગોરવના એ જીવ કરેરે પો-કારરે ાા ૧ ાા ઇમ સાંભલીને ભગવંત રૂદય વિચારીરે, ધીગ ધીગ વિહવાનાં કામ અમે નીરધારીરે ાા ૨ ાા જીહાં હરણ કહે

મહારાજ, વિહવા તારો રે હું કાયર હરણુ વિજોગ મને મત મારો રે ॥ ૩ ॥ જીવ વ-ગડાના રહેનાર, તરણાં આહારીરે નીર ઝરણાંના પીવાના અમે નીરધારીરે ॥૪॥ પ્રભુ કરૂણા સાયર નીર અમને ઉગારોરે આ બંધીખાનું છોડાવ્ય, દુઃખથી ઉતા-રોરે ॥ ૫ ॥ હવે નહિ પરણું એહ, અ-સુચી નારીરે કહે સારથી ને પ્રભુ નેમ, શું રથ વાલીરે ॥ ૬ ॥ ઉપમા દીધી તત્કાલ, કવીયે ભાનીરે પશુ છોડાવી ઘર સનમુખ, વાટને ઝાલીરે ॥ ૭ ॥ તવ માય કહે તીહાં આય, કરીને આડોરે, પરણી ને વહુવર પુત્ર, મુખ દેખાડોરે ॥ ૮ ॥ પ્રભુ કહે નહિ પરણું માય, અસુચી નારીરે, મારે મોક્ષ વધુ ગુણવંત, રૂપે

સારીરે, ઈમ કહીને નેમિસરરાય ઘર વ-
લીયારે, કવિ રૂષભ કહે શીલવંત જે જગ
બલીયારે ॥૧૦॥

ઢાલ ૧૪ મી

હો પીયુજી રે પ્રીતમજી પ્યારોરે
હજુઅ ન આવીયો હો પીયુજીરે.

ખબર થઈ રાજુલને નેમ ગયા
વલી ॥ હો પાયુજીરે સુણતાં ને કાંને રે
ધરણીએ ઢલી ॥ હો ॥ જાદવ કુલ ઠાકુ-
રીયા પાછા કિમ વલ્યા ॥ હો ॥ શીવ
ધુતારી નારી થાંસુ મોહી રહ્યા ॥ ૧ ॥ હો ॥
હરણાને કહેસું લગા તુમે નાથજી ॥ હો ॥
અવગુણ વીણ નારીને કિમ જાવો તજી
॥ હો ॥ ચંદ્ર કલંકી કીધો એણે એકલે

॥ હો ॥ રાંમ સીતાને વીરહ પમાડયો એણે હરણલે, ॥ ૨ ॥ હો ॥ નામ ગવાણું કુરંગ જગમાં તેહનું ॥ હો ॥ સાચું કિમ કરી માંનું દાખીણ તેહનું ॥ હો ॥ રાજુલની આંખે આંસુડાની ધારા પડે ॥ જાણુરે અસાડી વાહલીયો ઝરે ॥ હો ॥ આ મંદીરીયાં સુનાંરે ખાવા ધાય છે ॥ હો ॥ એકલી વીરહણીના દિન કીમ જાય છે ॥હો॥ કોઇ છે જુગમાં વાળે કંતને ॥હો॥ આવુ એકાવલહાર હું તેહને ॥ ૪ ॥ હો ॥ કર ઝાલંતા તાહરૂં કાંઈ ન જાય છે ॥હો॥ પરણ્યા વીના વીષ કન્યા કહેવાય છે ॥ હો ॥ કવિસર મુખથી એ વાતલડી ગાય છે ॥ હો ॥ રૂષભ કહે રાજુલ બોલે નેહસું ॥ ૫ ॥ હો ॥

ઢાલ ૧૫ મી. પાછા વલજોરે રશીયા, એ દેશી.

પાછા વલજોરે રસીયા, તુમે મારા હૃદય કમલમાં વસીયા ॥ રાજુલ બોલેરે રોતી, ખીણ ખીણ પ્રભુ સનમુખ જોતી ॥ પાછા ॥ ૧ ॥ આઠ ભવાંતરની હું નારી, નવમે ભવે તુમે કેમ વીસારી. જાદવ મળીયારે રાસી. તેહમાં કંથજી થાસે હાંસી ॥ ૨ ॥ સીવ શોકડલી ધુતારી, વેશ્યા પણ સીદ્ધની ભુતકારી. તેહનું કીમ કહ્યું કરીયે નીજ નારી ને નવી પરીહરીયે ॥ પાછા ॥ ૩ ॥ સખીઓ ભાખેરે બેંનડલી નેહ ન કરીયે જેહથી સ્નેહી. તુજ વર કરષ્યું રે બીજો, રાજુલ કહે એ વાત મ કીજો ॥ પાછા ॥ ૪ ॥ કર નવી ઝાલ્યોરે નાથે, જમણો હાથ મે-

લાગ્યો માથે, સંજમ લેસ્યું રે ઉલ્લાસે,
રૂષભની વાણીરે ઉલ્લસ્યે ॥ પાછા ॥ ૫ ॥

ઢાળ ૧૬ મી

કેશર વરણો હો કે કાઢી કસું બો મારા લાલ—એ દેશી.

નેમ પ્રભુજી હો કે નીજ ઘર આવ્યા મારા લાલ. વરસીદાંને હો કે દે જીન રાયા મારા લાલ, ત્રણસેં વરસે હો કે ગરસુત વાસેં મારા લાલ, સાત સેં વરસે હો કે પાલી દીક્ષા મારા લાલ ॥૧॥ પાલી થયા છો હો કે નાંણી મારા લાલ, કેવલ પાંમ્યા હો કે રાજુલ જાણી મારા લાલ, વાંદવા આવી હો કે, ઉલટ આંણી મારા લાલ, નિસુણી વાંણી હો કે હરષ ભરાણી મારા લાલ ॥ ૨ ॥ રાજુલ નારી હો કે મોહનગારી મારા લાલ. ચારસેં

વરસે હો કે, રહી સંસારી મારા લાલ, ૨૭ નેમીને હો કે દીધી શીક્ષા મારા લાલ. તે પણ સાથે હો કે લીધી દીક્ષા મારા લાલ. ॥ ૩ ॥ સહસા વનમાં હો કે સંજમ લીધો મારા લાલ, આતમ કેરાં હો કે કારજ સિદ્ધાં મારા લાલ. પાંચસે વરસે હો કે દીક્ષા લીધી મારા લાલ, આઠે અંતર હો કે રહી અણગારી મારા લાલ ॥ ૪ ॥ પીયુથી પહેલાં હો કે, મોક્ષે સધાર્યા મારા લાલ, મળીયા જઇને હો કે જોત્તમ જોત્તે મારા લાલ, દુધ ને સાકર હો કે શીઅ સમાંણી મારા લાલ. રૂષભની વાણી હો કે મીઠી જાંણી મારા લાલ. ॥ ૫ ॥

ઢાળ ૧૭ મી ભરત નૃપ ભાવસુંએ—એ દેશી.

એક હજાર વરસ તણું એ, પાણી પુર્ણ આય. એહવા જીન વંદીએ એ ॥૧॥ માસખણ અણસણ કરી એ, ધન ધન કર્મ પસાય ॥ એહવા જીન૦॥ નેમ જીણંદ શીવ પદ વર્યા એ, નમો નમો તેહના પાય ॥ એહવા જીન૦ ॥ ૨ ॥ દિપંતી અવિચલ પ્રોતડીએ, રાખે જગ અખીયાત, એહવા જીન૦ ॥ સંવત અઢાર છાસીએ એ, માસ અસાડ મહંત ॥ એહવા જીન૦ ॥ ૩ ॥ પુનમ દીન ગુણ ગાઇયા એ, રહી આરેજા ચોમાસ, ॥ એહવા૦ ॥ શ્રી આણંદ સુરી ગચ્છપતીએ, દિન કર તપે પ્રકાસ ॥ એહવા જી૦ ॥ ૪ ॥ તેને પાટ બીરાજતા એ, રીદ્ધી વિજય ઉવઝાય ॥

એહવા૦ ॥ કુંઅરજી જય જગ બોધીયા એ, કુમતી માતંગ હરાય. એહવા જીન૦ ॥ ૫ ॥ રવી વિજય તસ પાટવી એ, આણંદ વીજય પંન્યાસ એહવા૦ પ્રેમ વિજય સુત સાગરૂ એ, ખેમાવંત ગુણરાય ॥ એહવા૦ ॥ ૬ ॥ રામ વિજય સીસ તેહના એ, રૂષભ વીજય મનોહાર ॥ એહવા જીન૦ ॥ જે ધરસેં કંઠે હેજસું એ, તે લેહસે જય જયકાર ॥ એહવા જીન૦ ॥ ૭ ॥

ઇતિ શ્રી નેમજીનો વીહવાલો સંપૂર્ણ સંવત ૧૯૭૭ પોસ વદી. ૧૪ લખીતંગ મણીલાલ હરીનંદ શ્રીમાલી બ્રાહ્મણ. પાટણમાં ખડખોટડીમાં

# શ્રી જંબૂસ્વામીનું અષ્ટ-ઢાળીયું.

## ઢાળ ૧ લી.

જંબૂસ્વામી યૌવન ગૃહવાસમાં મેલ્યાં, તિહાં કનકની કોડીમાંયે મોહ મેલ્યા; તિહાં અંત માતાજી વળી તપ કરતાં, તિહાં હોય ઉપવાસ આંબિલ કરતાં ॥ ૧ ॥ તિહાં નવ માસવાડા ઉદર ધરીયા, તિહાં જન્મીયાં રે જંબૂસ્વામી રૂડા; જંબૂસ્વામીનાં નામ તે નામ રૂડાં, પ્રભાતે તે લેશે ચારિત્ર રૂડાં. ॥૨॥ જાયા જન્મ થકી રે તુમને ધર્મ વ્હાલો, જાયા એકવાર પરણોને આઠ નારો; જાણું હાથે મિંઢલ કોટે વરમાલા સારી, જાયા ઢોલ દદામા વાજિંત્ર વાજી. ॥ ૩ ॥

ઢાળ ૨ જી.

કુંવર કહે સુણો માતાજી, માજી પરણ્યાની નથી અભિલાષા રે; માજી બાલપણે રે વ્રત આદર્યાં, તુમારી વહુરો કિમ પામે સુખ શાતા રે. માજી માય રોવંતાં ઇમ કહે. ॥૧॥ સરિખી વય સરિખી ત્વચા, પુત્ર પરણાવું રૂપવંતી રે; પુત્ર પરણાવી પાય લગાવીયેં, ત્યારે હું જાણું ઘર સુત્ત રે; માજીમાય રોવંતા ઇમ કહે. ॥ ૨ ॥

ઢાળ ૩ જી.

કુંવર કહે રે માજી જિમ હોવે સારૂં; તેડાવો લગનીયા માજી લગન લખાવો લાલ; કુંવર કહે રે માજી જિમ હોવે સારૂં. ॥ ૧ ॥ લગનીયો જઇ વેવાઇને

માંડવે ઉભો ગાય સુહાસણ મધુરાં નવ-
નવાં ગીત લાલ. કુંવર કહે રે માજી૦
॥ ૨ ॥ રાવજી દરબારમાંથી વેગે પધાર્યા,
કાગળ વાંચીને રાવજી ડસ ડસ રોયા
લાલ; કુંવર કહે રે માજી૦ ॥ ૩ ॥ કાગ-
લીયો વાંચી પીતાજી માથું ધુણાવે, પ-
રણીને લેશે જંબૂ સંજમ ભાર લાલ;
કુંવર કહે રે માજી૦ ॥ ૪ ॥ કન્યાનો બાપ
લગન પાછાં ફગાવે, તિમ તિમ કન્યાજી
લગન ઓરેરાં મંગાવે લાલ; તાત કહે રે
કુંવરી જિમ હોવે સારું૦ ॥ ૫ ॥ એ આં-
કણી. ॥ પછે નહિં કાઢશો દીકરી વાંક
અમારો, રોતાં નહિં આવશો દીકરી ઘેર
અમારે લાલ; તાત કહે રે કુંવરી૦ ॥ ૬ ॥
ચતુર કન્યાજી ચિત્તમાં ચેતીને બોલ્યાં,

લાંબી ને ટૂંકી પિતાજી વાત શી બોલો લાલ; તાત કહે રે કુંવરી૦ ॥ ૭ ॥ એકની રીત એહવી આઠેની કાધી, રંગે ચંગે પરણીને મહેલોમાં બેઠાં લાલ;તાત કહે રે કુંવરી૦ ॥ ૮ ॥ ચતુર કન્યાજી પરણી ઘેર પધાર્યાં, સાસુયે થાલ ભરી મોતીડે વ- ધાવ્યાં લાલ; તાત કહે રે કુંવરી૦ ॥ ૯ ॥ સાસુને પાય પડીને રયું રયું રે આપ્યું, સવા લાખ સોનૈયા લઇને ભંડારે નાખ્યા લાલ; તાત કહે રે કુંવરી૦ ॥ ૧૦ ॥ સાસુ- નો પાલવ સહીને મલપતું બોલ્યાં, એકે કને આપ્યાં એકસો બાણું બાણું બોલ; તાત કહે રે કુંવરી૦ ॥ ૧૧ ॥

ઢાળ ૪ થી

સાસુ શીખ દે છે તેણી વેલા, વહુરો

કરો રે સતાબી; જિમ તિમ કરો તુમ પીયુ પતલાવો, હું મતિ જાણું તમારી; રે માહરી વહુરો રે, વશ કર વાલમ તોરો. ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ પહેરો પીતાંબર અનોપમ સાડી, સજો તે શોલ શણુગાર; જિમ તિમ કરીને મહેલે ચઢી ને રાખો તુમ ભરતાર; રે માહરી૦ વશ કર ॥ ૨ ॥ કલ્લાં ને કાંબી ઝલ ઝબુકે. કાને લાલ ઝબુકે, રૂમઝુમ કરતાં મહાલે પધાર્યાં, મહોલ ગડગડવા લાગ્યા રે માહરી૦ વશ કર૦ ॥ ૩ ॥ આઠે મલીને આઠ બારીએ બેઠ, વિચમાં વાલમ ઘેર્યા; મુખ વચન તુમે કાંઇ નવ બોલો, અમે ફોકટ ફર્યાં છીએ ફેરા. રે માહરી૦ વશ કર૦ ॥ ૪ ॥ આઠે મલીને ઇમજ કહે છે,

સુણોને વાલમ વાત; દુનિયા તુમને ઠપકો દેશે, મૂરખમાં ગણાશ્યો; રે માહર૦ વશ કર૦ ॥૫॥ આઠે મલીને વળી ઇમજ કહે છે, અમે શરમે રહ્યા છીયે છેટા; નર ભમર ચતુરાઇ ન શીખ્યા, શું થયા દીલ ધીઠા, રે માહરી૦ વશ કર૦ ॥૬॥ માણેક મોતીને છે મુદ્રિકા, મહેલ મહેલાતો તાહરી; દેવી સરિખી કન્યાઓ તજીને, સંયમ શું રંગાણા. રે માહરી૦ વશ કર૦ ॥૭॥ આઠે મલીને ઇમજ કહે છે, સુણોને વાલમ વાત; વમ્યો વૈરાગી કોઇ નવ રાખે. કરીયે કોડી ઉપાય; માહરી૦ વશ કર૦ ॥ ૮ ॥

ઢાળ ૫ મી.

સુણો સુણો વાલમ વાતજી વાલા,

એમ ઉપર નવ કરશ્યોજી ટાલા; રમણી ગમણીને મન હરણી, એમે આઠે તે જો-બન વરણી. ॥ ૧ ॥ ઇમ કિમ કરી જા-શ્યોજી વાલા, તુમ ઉપર માહરી મોહન-માલા; સહેજે થુંક પડે રે તુમારૂં તિહાં લોહી તપે રે અમારૂં. ॥ ૨ ॥ નહિં દિયર નહિં જેઠ નગીનો, તુમ વિના અમારે સંસાર સુનો; તુમ ઉપર અમારે આસો ને વાસો, તુમ વિના અમારે સુનો રે સાસો ॥ ૩ ॥ જો એક બાલક થાશેજી અમને, તો શીખ દેઇશું સાહેબ તુમને; પ્રભુ રૂઠયો તેહરે ખમાય, પરણ્યા મેલે તે નવ સહેવાય. ॥ ૪ ॥ બોલ્યાં અણ બોલ્યાં કીજેં, નારી જાતિનો અંત ન લીજે; એહવું કઠણ હઇયું નવ કીજેં, અબલા સ્ત્રીને છેહ નવ દીજે. ॥ ૫ ॥

ઢાળ ૬ ઠ્ઠી.

જંબુ પ્રત્યે કહે વલી આઠે નાર, સાંભલોને પ્રીતમ પ્રાણ આધાર; ન કરોજી એહેવી કઠણ હો ઘાત, નિરખો તુમે નવલીયો નિજ નાર; નાવલીયા વિલુધારે, ઓલંભડો લીયોરે. ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ કેમ છાંડો છો અમને આણીવાર, તેમાં નહિં કુલની શોભા લગાર; રાખો મન ઠેકાણે કરો ઘરનાં કામ, પછી નહિં લઇયે સાહેબ તુમારૂં નામ; નાવલીયા વિલુધારે, ઓલંભડો લીયો રે. ॥૨॥ સુણો તમે મેરૂ સરિખા હો સ્વામ, કરીયાં પિતા ઉપરવટ અમે કામ; કુલ સાંભલશે અંતઃકરણની બુંબ, તુમારી શીખ્રહ લેવી છે સુખની લુંબ. રૂઠયાં ને ત્રુઠયાં હો

નહોને ઉભા કિહાં રહીયેરે. ॥ ૩ ॥ કઠણ સાસુજી તુમારી કુખ, નણુદલ વીરે દીધાં અમને દુઃખ; અમ આઠેની આજીજી રે અપાર, વિનતી નથી માનતા એક લગાર. કઠણ સાસુજી હો, કઠણવાલમ જનમીયા રે. ॥ ૪ ॥

ઢાળ ૭ મી.

ઘણી થઇ ઘણી થઈ વાલમા રે, વિણસે કાંઇ અમારાં કાજ; વિણ ગુન્હે વરજો તુમે રે, તેમાં શી વધશે તુમ લાજ; રહો રહો વાલમા રે, બોલો એક મુખ થકી બોલ. ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ અમે માવિત્રનાં છોરૂડાં રે, નહોતાં બેઠાં પાસ; હાથે ઝાલીને તુમ લાવીયા રે, હવે કેમ કરો છો નિરાશ રહો રહો૦ બોલો એક૦

॥ ૨ ॥ નારીયોને દુઃખ દેઇ જાયશ્યો રે, કિમ સરશે તમારાં કાજ, દુઃખ દીધાં જાજેરડાં રે, કેમ લેશ્યો મુક્તિ પુરીનું રાજ, રહો રહો૦ બોલો એક૦ ॥ ૩ ॥ જિમ જિમ પસ્તાણો લોહ વાણીયો રે, તિમ પસ્તાશો ભરતાર; વાનરવત્ પસ્તાવશો રે, કહ્યું માનો અમારૂં લગાર. રહો રહો૦ બોલો એક૦ ॥ ૪ ॥ સુહાલીણી સુકુમાલીણી રે ઝોલો લાગ્યો ઝકોર, એક એકને બેઠી કરે રે, હઇયું તાહરૂં કઠણ કઠોર. રહો રહો૦ બોલો એક૦ ॥ ૫ ॥ આઠે અતિ વિલખી થઇ રે, અમને મેલીને શું જાઓ: સ્વામી સુલક્ષણા થઇ રે, આહવા નમેરા કિમ થાઓ. રહો રહો૦ બોલો એક૦ ॥ ૬ ॥ પહેલો શ્લોક જં-

બૂએં કહ્યો રે, સુણો તુમે કામનીઓ સુજાત; તુમમાં ચતુરાઈ છે ઘણી રે, માહરૂં મૃત્યુ દીવસે કે રાત? સુણો એક કામનીરે, મેં જાણ્યો અથિર સંસાર ॥૭॥ બીજો શ્લોક જંબૂએ કહ્યો રે, સુણો તમે કામણગારી ખાસ; જ્યારે મુજ આયુષ્ય પૂરૂં હુવે રે, મને રાખશો કહો તુમ પાસ, સુણો એક કામની રે, મેં જાણ્યો અથિર સંસાર. ॥ ૮ ॥ આઠે મીલને ઉભી થઈ રે, જોડયા દોનું દોનું હાથ; એ પહોંચ નથી સ્વામી અમતણી રે, સંજમ લેઈશું તુમ સાથ. સુણો એક વાલમા રે, અમે જાણ્યો અથિર સંસાર. ॥૯॥ કહે જંબૂ સુણો કામની રે, ભણી દરિયાવહીના પાઠ; સુધર્મ સ્વામી કને જાઇને રે,

સંજમ લેઇશું સરવે સાથ. સુણો એક કામની રે, મેં જાણ્યો અથિર સંસાર. ॥ ૧૦ ॥ તેણે અવસરે જંબૂ ગૃહે રે, પ્રભવ ચોર સય પંચ સંગાથ; ધનના બાંધ્યા પોટલા રે, પ્રભવ રહ્યો પગ થોભ, સુણો ભવ્ય પ્રાણીયા, પછી શું થયું તે ધરી કાન. ॥ ૧૧ ॥ ઉત્તર પ્રત્યુત્તર સાંભલી રે, પ્રભવે જોડયા બેઉ હાથ; ઘેર જાવું જુગતું નથી રે, સંજમ લેશ્યું તુમ સાથ. સુણો ભવ્ય પ્રાણીયા રે, પછી શું થયું તે ધરી કાન. ॥ ૧૨ ॥

ઢાળ ૮ મી.

પ્રભવ ચોર અને વલી. પાંચસયેં ચોર તસ લાહાર; તેહનેં જંબૂ સ્વામીએ બુઝવ્યા, બુઝવી આઠે તે નાર. ધન્ય

ધન્ય ધન્ય જંબૂ સ્વામીને. ॥૧॥ એ આંકણી૦ ॥ સસરા ને સાસુઓ બુઝવ્યાં, બુઝવ્યાં માય ને બાપ; પાંચસેં અઠાવીસ સર્વે મલી, આવ્યા સુધર્મ સ્વામીની પાસ. ધન્ય ધન્ય ધન્ય૦ ॥ ૨ ॥ સુધર્મ સ્વામીની પાસેં આવીને, લીધોજી સંજમ ભાર; કર્મ ખપાવી કેવલ પામીયા, પહોંચ્યા તે મુગતિ મોઝાર. ધન્ય ધન્ય ધન્ય૦ ॥ ૩ ॥

૧ શ્રી નેમનાથજીનું ચૈત્યવંદન

બાલપણે શ્રી નેમનાથ, વંદુ બ્રહ્મચારી; આઠ ભવની પ્રીતડી તારી રાજુલ નારી ॥ ૧ ॥ સમુદ્રવિજય સુત જાણીએ, શીવાદેવી જાયો, યાદવ કુલ સોહામણો શંખલંછન ગુણ ગાયો ॥ ૨ ॥ બત્રીશ

બંધવ તણી જાણો પટરાણી. પીચકારી સોવનતણી નીર જલ ભરી આણી ॥૩॥ દડો ઉછાળે ફુલનો દીયરને બોલાવે, સ-ણુકો વીહવા માંડવો ભોજાઇ મનાવે ॥૪॥ પરણો રાજુલ નાર તીહા ઉગ્રસેનની બેટી, સત્યભામાની બેનડી સમકીત ગુણની પેટી ॥ ૫ ॥ નારી વીના ઘર નહી. વાંઢા પુરૂષ વિખ્યાત ભોજાઈ મેણા મારશે પ-રણો નેમ કુમાર ॥ ૬ ॥ એક નારી કાયર કીશ્યો ઘર સ્મશાન ન કહેવાય, ઉનાં અન્ન કોણ આલશે સુણો બંધવ વાત ॥ ૭ ॥ મંડપ ચોરાશી થંભનો રચીઓ મન રંગે, ચઉદીશી ગોરી ગાવતા સાંજે ને સેવેરે ॥ ૮ ॥ સાત ભાતનાં ધાન્ય તીહાં જવારા વવાયે ભોળી પાસ સીંચાવતાં

ગંગા નીર મંગાવે ॥ ૯ ॥ પીઠી કરે પીત
રાણી મલી ઉનાં જલે નવરાવે, નખલા
ધઉલા ભેલતાં મગ પીઠી મંગાવે ॥૧૦॥
આભુષણ અંગે ધરિયાં શ્રી કુલ શેષ ભ-
રાવે વરઘોડે શ્રી નેમનાથ પરણે રાજુલ
નાર ॥ ૧૧ ॥ પંચ શબ્દ વાજીંત્ર તીહાં
ભેરી વજડાવે, થેઇ થેઈ નાચે પાતકા
તોરણ નેમ કુમાર ॥ ૧૨ ॥ પશુડાં કરે
પોકાર તિહાં સાળાને બોલાવે, સારથ
વાહને પુછતાં કેમ બાંધ્યાં છે ઇહાં ॥૧૩॥
યાદવ કુલમાં ઇણીપરે પરભાતે ગોરવ દેશ્યાં,
વિષયા રસને કારણે જીવ સંહાર કરેશ્યાં
॥ ૧૪ ॥ અંગ ફરકે જમણું તીહાં નવલા
નેમ કુમાર, રાજુલ કહે સુણો સાહેલીયાં
રથ વાળ્યા તતકાલ ॥૧૫॥ વરસી દાન

દેહ તીહાં એક ક્રોડ સાઠ લાખ, સહસા
વન સંયમ લીયો સહસ પુરૂષ સંગાથ
॥૧૬॥ રાજુલ ધરણી દ્દચાં તિહાં, ઉ-
જ્વલગઢ ચાલ્યાં ગુફામાં શ્રી રહ નેમી,
રાજુલ પ્રતિબોધે ॥ ૧૭ ॥ સ્વામિ હાથે
સંયમ લીયો, સંલેષણા એક માસ કેવલ
જ્ઞાને જલ હલે,પામ્યા શીવપુર વાસ ॥૧૮॥
પીયુ પહેલાં મુકતે ગયાં, ધન્ય ધન્ય નેમ
કુમાર પરણી શીવ નારી તિહાં, સહસ
ક્ષત્રિ સંઘાત ॥૧૯॥ ભણતાં શીવ સુખ
સંપજે, ગણતાં મંગલ માલ વિનયવિ-
જય વાચક પ્રભુ તસ ઘેરે ક્રોડ કલ્યાણ
॥ ૨૦ ॥

શ્રી જિનપુજયાનું ચૈત્યવંદન

પ્રણમી શ્રી જિનરાજ આજ જિન

મંદીર કેરો, પુન્ય ભણી કરશું સફળ
જિન વચન ભલેરો, દહેરે જાવા મન કરે,
ચોથ તણું ફલ પાવે. જિન જુહારવા ઉ-
ઠતાં, છઠ્ઠ પોતે આવે, જઈશું જિનવર
ભણીએ. મારગ ચાલતાં હોવે દ્વાદશતણું
પુન્ય ભક્તિ માલતાં; અર્ધ પંથ જિનવર
તણો એ. પંદર ઉપવાસં દીઠો સ્વામિ
તણો ભુવન, લહીએ એક માસ જિનવર
પાસે આવતાં, છ માસી ફલ સિદ્ધ આ-
વ્યા જિનવર બારણે, વરસી તપ ફલ
લીધ, સો વરસ ઉપવાસ પુન્ય, પ્રદક્ષિણા
દેતાં, સહસ વરસ ઉપવાસ પુન્ય, જિન
નજરે જોતાં, ફળ ઘણો ફુલની માળ, પ્રભુ
કંઠે ઠવતાં. પાર ન આવે ગીત નાદ,
કેરા ફળ સ્થુણનાં શિરપુજી પુજા કરોએ,

સુર ધુપતણો ધુપ, અક્ષત સાર તે અક્ષય સુખ દીપે તનુ રૂપ નિરમલ તન મને કુરીએ, સ્થુણતાં ઇંદ્ર જગીશ. નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગદીશ. જિન વર ભક્તિ ભણીએ, પ્રેમે પ્રકાશી, સુણી શ્રી ગુરૂ વચણસાર. પુર્વ ઋષી ભાખી અષ્ટ કરમને ટાળવાએ જિન મંદિર જઇશું, ભેટી ચરણ ભગવંતના હવે નિર્મળ થઇશું, કીરતી વિજય ઉવજ્ઝાયનો એ વિનય કહે કરજોડ સફળ હોજો મમ વીનતિ જિન સેવાનું કોડ.

### શ્રી ચૈત્યવંદન

અરિહંત દેવા ચરણ સેવા, પન્નર ભેદે સિદ્ધ પ્રણમેવા આયરિય ઉવજ્ઝાય એ સર્વ સાધુનું નામ, એ પંચ જોગે કરૂં

પ્રણામ ॥૧॥ બાર દેવલોકે નવ ગ્રૈવેયકે પાંચ અનુત્તર પાતાલ જોગે. તિર્છાં લોકે જે જિન નામ, એ પંચ જોગે કરૂં પ્રણામ ॥૨॥ અતિત અનાગતને વર્તમાન. સંપ્રતિ કાલે વિશ વિહરમાન ઉત્કૃષ્ટ કાલે એકસો સીત્તેર જિન નામ, એ પંચ શાશ્વતા જે જિનના કહ્યા એ શાસ્વતી પ્રતીમા શું નામ લઇએ, જોગે કરૂં પ્રણામ ॥૩॥ શાશ્વતા અશાશ્વતા અભિરામ ॥ એ પંચ૦ ॥૪॥ દિઠા ન દીઠા શ્રવણે ન સુણીયા, ભેટયા ને ભેટયા ભાવેજ ભણીયા. શ્રી જ્ઞાન વિમલ કહે પ્રભુ સમરથ દેવા ભવો ભવ દેજ્યો તુમ પાય સેવા ॥ એ પંચ૦ ॥ ૫ ॥

## ૩ શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન

પ્રણમામિ સદા પ્રભુ પાર્શ્વજીનં, જીન નાયક દાયક સુખઘનં; ઘનચારૂરૂપ હોત દેહ ધરં. ધરણી પતિ નીત્ય સુ સેવ કરં ॥૧॥ કરૂણા રસ રંચિત ભવ્ય ફણી, ફણી સપ્ત સુશોભિત મૌલી મણી; મણી કંચન રૂપ ત્રીકોટી ઘટં, ઘટીતા સુર કિન્નર પાર્શ્વતટં ॥૨॥ તટીનીપતિ ઘોષ ગંભીર સ્વરં, સ્વર નાકર અશ્વ સુસેનવરં, નર નારી નમસ્કૃત નીત્ય મુદા, પદ્માવતિ ગાતી ગીત સદા ॥૩॥ સહનેંદ્રિય ગોપ યથા કમઠં, કમઠાસુર વારણ મુક્ત હઠં; હઠ હેલિત કર્મ કૃતાંત બલં, બલધામ ધુરંધર પંકજલં ॥૪॥ જલજ ધ્વજ પત્ર પ્રભા નયનં, નય નંદિત ભવ્ય નરેશમ-

નં, મન મન્થ મહી રૂણવાન્હુસમં સમતા મય રત્ન કરં પરમં ॥૫॥ પરમારથ વિચાર સદા કુશલં, કુશલં કુરૂમે જિન નાથઅલં; અલિની નલિની નલિ નીલ તનું, તનુતા પ્રભુ પાર્શ્વજીનંદનમુ ॥૬॥ ધન્યધાન્ય કરૂં કરૂણા પરમં; પરમામૃત સિદ્ધિ મહાસુખદં; સુખદાયક નાથક સંત ભવં, ભવભૂત પ્રભુ પાર્શ્વજિનં શિવદં. ૭

### ૩ શ્રી ઋષભજિન સ્તવન

સિદ્ધની શોભા શી કહું હું એ દેશી.

ભરતજી કહે સુણો માવડી, પ્રગટયા નવે નિધાન રે; નિત્ય નિત્ય દેતા ઓલં-ભડા, હવે જુવો પુત્રના માનરે, ઋષભની શોભા હું શી કહું ॥ ૧ ॥ અઢાર કોડા કોડી સાગરે, વસીયો નયર અનુપરે, ચાર

જોયણનું રે માન છે ચાલો જોવાને ભુપરે ॥ ઋષ૦ ॥ ૨ ॥ પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચન સાજરે, બીજો કનકનો કોટ છે; કાંગરા રતન સમાજરે ॥ ઋષ૦ ॥૩॥ ત્રીજો રત્નનો કોટ છે, કાંગરા મણીમય જાણરે, તેહમાં મધ્ય સિંહાસને, હુકમ કરે પ્રમાણે ॥ ઋષ૦ ॥ ૪ ॥ પૂર્વ દિશીની સંખ્યા સુણો, પગથીયાં વીસ હજારરે, દાણીપ ગણતાં ચારે દીશે, પગથીયાં એંશી હજારરે ॥ ઋષ૦ ॥ ૫ ॥ શિર પર ત્રણ છત્ર જલહલે, તેહથી ત્રિભુવન રાયરે. તીન ભુવનનો પાદશાહરે, કેવલજ્ઞાન સહાયરે, ॥ ઋષ૦ ॥ ૬ ॥ વીશ બત્રીશ દશ સુરપતિ, વલી દોય ચંદને સુરરે, દોય કરજોડી ઉભા ખડા, તુમ સુત ઋષભ

હજુરરે ॥ ઋષ૦ ॥ ૭ ॥ ચામર જોડી ચો વીસ છે, ભામંડલ જલકંતરે, ગાજે ગગનેરે દુંદુભી, ફુલપગર વરસંતરે ઋષ૦ ॥ ૮ ॥ બાર ગુણો પ્રભુદેહથી, અશોક વૃક્ષ શ્રીકારરે, મેઘ સમાણીરે દેશના, અમૃતવાણી જયકારરે, ઋષ૦ ॥ ૯ ॥ પ્રાતીહારજ આઠથી, તુમ સુત દેદારરે. ચાલો જોવા ને માવડી, ગયવર ખંધ અસવારરે ઋષ૦ ॥૧૦॥ દુરથી વાજાંરે સાંભલી, જોવા હર્ષ ન માયરે, હર્ષનાં આંસુથી ફાટીયાં, પડલ તે દુર પલાયરે, ઋષ૦ ॥ ૧૧ ॥ ગયવર ખંધથી દેખીયાં, નિરૂપમ પુત્ર દેદારરે, આદર દીધો નહી માયને, માય મન ખેદ અપારરે ઋષ૦ ॥ ૧૨ ॥ કેહનાં છોરૂને માવડી, એતો છે વીતરાગરે,

ઇણીપેરે ભાવના ભાવતાં, કેવલ પામ્યા મહાભાગરે ઋષભ૦ ॥ ૧૩ ॥ ગજવર ખંધે મુક્તિ ગયા, અંતગડ કેવલી એહરે, વંદો પુત્ર ને માવડી, આણી અધીક સ્નેહરે, ઋષભ૦ ॥ ૧૪ ॥ ઋષભની શોભાને વરણવી, સમકિત પુર મોઝારરે, સિદ્ધગિરિ મહાત્મ્ય સાંભળો, સંઘને જય જયકારરે ઋષભ૦ ॥ ૧૫ ॥ સંવત અઢાર એંશીયે, માગશાર માસ સોહાયરે, દીપવિજય કવિરાયને, મંગલ માલ સવાયરે ઋષભ૦॥૧૬॥

## ૪. શ્રી ઋષભનાથજીનું સ્તવન.

તારક રૂષભજિનેશ્વર તું મીલ્યો, પ્રત્યક્ષ પોત સમાન હો. તારક તુજને જે અવલંબીયા, તેણે લહ્યુ ઉત્તમ સ્થાન હો. તારક રૂષભજિનેશ્વર તું મીલ્યો. ॥ ૧ ॥

તારક તુંજ વંદન પૂજન કરી, પવીત્ર કરૂં નિજ દેહહો; તારક તુજ ગુણ સ્તવનાયેં સ્તવી, જિહાં કરૂં અમૃત લેહ હો તારક૦ ॥૨॥ તારક ગુણ અનંતા તાહરા, કુણ કહી લહેશે પારહો; તારક કેવળી કોડી મિલે કદા, જાણે ન કહે નિરધાર હો તારક૦ ॥ ૩ ॥ તારક ગણધર મુનિવરે સ્તવ્યો, સ્તવીયો દેવની કોડ હો; તારક તોપણ હું તુજને સ્તવું, ભક્તિ કરૂં તસ હોડ હો તારક૦ ॥ ૪ ॥ તારક મારૂદેવી માતાને–નમું, રત્ન કુક્ષી ધરનાર હો; તારક નાભીરાયા કુલચંદલો, સકળ જંતુ આધાર હો તારક૦ ॥ ૫ ॥ તારક સુમંગળા સુનંદા તણો, પ્રીતમ પ્રભુ વિખ્યાત હો; તારક શ્રી પુંડરીક ગણધર તણો,

પિતામહ ગુરૂ જગ તાત હો તારક૦॥૬॥ તારક તુજ નામે રિદ્ધી સંપજે, વાધે કીર્તી અપાર હો; તારક શીવ લચ્છી સહજે મળે, સફળ થાયે અવતાર હો તારક૦ ॥ ૭ ॥ સંપૂર્ણ.

૫. શ્રી સુમતિનાથનું સ્તવન
(મોરે ગજકાતરના એ દેશી.)

સુમતિજીન વંદો પાપ નીકંદો ભવ-જલ તારણહાર, પ્રભુ પૂજા અમંદો હોવે આનંદો શિવસુખ કંદો ભવજલ તાર-ણહાર ॥ અંચલી ॥ રાગ ગયો ગયો દ્વેષ ગયો ગયો. મોહ ગયો ગયો ભાગ, રતન કનક મણિ તિગડું સોહે તિણકારણ મહાભાગ ॥ પ્રભુ૦ ૧ ॥ કનક કમલસુર વિરચિત ઉપર નિર્મલ પાય ઠવંત. વિચ-

રંતા અવનીતલેરે. મોહરિપુ ભગવંત ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ સંસાર પાર ઉતારણીરે, વાણી જસ સ્યાદ્વાદ. કુમતી મદ તરૂ દારણીરે. સુમતિ મન આસ્વાદ ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ જીવભવી પ્રતિ બોધતારે અજ્ઞ-તિમિર કરી નાસ રત્નત્રયી કંઠે ઠવીરે. ઝગમગ જ્યોતિ પ્રકાશરે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ આતમ લક્ષ્મી નિજગુણ પ્રગટે પૂજન હર્ષ અમાન. અપુનરાવૃતિ પદ મિલેરે વલ્લભવીર પ્રમાણ ॥ પ્રભુ૦ ॥ ૫ ॥

૬. શ્રી શાન્તિનાથજીનું સ્તવન.

શાન્તિ જિનેશ્વર સાહીબ વંદો. અનુભવ રસના કંદોરે. મુખને મટકે લોચન લટકે. મોહ્યા સુરનર ઇન્દોરે ॥૧॥ મંજર દેખીને કોયલ ટહુકે. મેઘઘટા જીમ

મોરો રે; તીમ જીન પ્રતિમા નીરખી હરખું
વલી જેમ ચંદ્ર ચકોરોરે ॥ ૨ ॥ શાન્તિ
જીન પ્રતિમા શ્રી જીનવરે ભાખી સુત્ર
ઘણાં છે સાખી રે. સુરનર મુનિવર વંદન
પુજા કરતા શીવ અભિલાષોરે. શાન્તિ
॥ ૩ ॥ રાયપસેણીમાં પ્રતિમા પુજી. સુરિ-
યાભ સમકિતધારી. જીવાભિગમમાં પ્ર-
તિમા પુજી વિજયદેવ અધીકારીરે શાન્તિ
॥ ૪ ॥ જીનવર બીંબ વિના નવિ પુજું
આણંદજી એમ બોલેરે સાતમે અંગે
સમકિત મુલ અવર નહી તસ તોલે ॥
શાં૦ ॥ ૫ ॥ જ્ઞાતા સુત્રમાંહે દ્રૌપદી પૂજા
કરતી. શીવસુખ માંગેરે; રાય સિદ્ધારથે
પ્રતિમા પૂજી, કલ્પસુત્રમાંહે રાગે રે ॥ શાં૦
॥ ૬ ॥ વિદ્યાચારણ મુનિવર વંદે, પ્રતિમા

પાંચમે અંગેરે જંઘાચારણ મુનિવર વંદે. જીન પડિમા મનરંગેરે ॥ શાં૦ ॥૭॥ આર્ય સુહસ્તિસૂરી ઉપદેશે. આવો સંપ્રતિ રાયારે. સવા કોડ બીંબ ભરાવ્યાં. ધન ધન એહની માયારે. ॥ શાં૦ ॥૮॥ મોકલી પ્રતિમા અભયકુમારે. દેખી આર્દ્રકુમારોરે; જાત સ્મરણે સમકીત પામ્યા. વરીયા શીવ સુખ સારોરે ॥ શાં૦ ॥૯॥ તે માટે જીનઆણા ધારી કુમતિ કદાગ્રહ વારીરે. ભક્તિ તણાં ફલ ઉતરાધ્યયને બોધી બીજ સુખકારીરે. ॥ શાં૦ ॥૧૦॥ ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સુત્ર માંહે સુખહારીરે; સુત્ર તણો એક વચણ ઉથાપે. તે કહ્યો બહુલ સંસારીરે ॥ શાં૦ ॥૧૧॥ એક ભવે દોય પદવી પાયા. સોલમા શ્રી જીનરાયરે.

મુજ મનમંદિરીયે પધરાયા. ધવલમંગલ ગવરાયારે ॥ શાં૦ ॥૧૨॥ શ્રી જીનઉત્તમ રૂપ અનુપમ. કીરતી કમલાની શાળાંરે, જીવ વિજય કહે પ્રભુજીની ભક્તિ કરતાં મંગલમાલારે ॥શાં૦॥૧૩॥

૭. શ્રી નેમનાથજીનું સ્તવન

રાજુલ ગોરી બેઠાં માળીએરે. જુએ નેમ નગીનાની વાટ ગુલાબી; નેમઘેર આવો–આપણેરે. આભમાં ઝીણી ઝબુકે વિજલીરે, ઝીણો ઝરમર વરસે મેહ ગુલાબી. ભીંજાય ચીર ને ભીંજાય ચુંદડીરે, ભીંજાય રાજુલ તમારી નાર ગુલાબી૦ ॥૧॥ તમને ભાભીઓ મેણાં મારશેરે. તમને વાંઢા કહેશે લોક ગુલાબી૦ નેમ તોરણ આવીને પાછા વલ્યારે સુણી પશુ-

ડાંનો પોકાર ગુલાબી૦ ॥૨॥ વાહલા આઠ ભવની પ્રીતડીરે તોડીરે ચઢીઓ ગઢ ગિરનાર ગુ૦ નેમજી તોરણ આવ્યા સાહેબારે. કહોને શો છે હમારો વાંક. ગુ૦ તુમને વહાલા ગિરનારનાં બેસણાંરે, અમને વહાલા તમારા ભાવ ગુ૦ ॥૩॥ સહસાવન જઇને સંજમ લીયેરે મુકી રોતી રાજુલ નાર. ગુલાબી. ॥૪॥ સંપૂર્ણ.

## ૮. શ્રી પાર્શ્વજીનનું સ્તવન

પરમપુરૂષ પરમેશ્વરરે, પરમાતમ ગુણજાસ અનંત, પાસવિયાપાસજીરે અવીનાસિઅકલંકનુંરે, શીવપદ ભોક્તા છો ભગવંત ॥૧॥ પાલણપુરમાં પુન્યથીરે, દિઠો પ્રભુ પાર્શ્વદેદાર, લોહ-

કનક પારસ કરેરે, પ્રભુજી મન કુંચન-
કીરતાર, ॥૨॥ આતમહિત કરવા ભણીરે,
આવે નરનારીના વૃંદ ॥ નયન ચકોર
હરખીત થયારે, દેખી પ્રભુજીનો મુખચંદ
॥૩॥ કેશરચંદન ઘન સારસુંરે, પુજે
પ્રભુજીના નવ અંગ, ॥ કરમ મયલ-
નિવારવારે, સાચો એ છે સાહિબ સંગ
॥૪॥ ચંપક ગુલાબને માલતિરે, મરવો
ચંપેલીમચકુંદ ॥ કુસુમ માલા કંઠે
ઠવીરે, ગાઉં જીનગુણ મન આણંદ ॥૫॥
દ્રવ્ય ભાવ બે ભેદથીરે, કરતા ભરતા
પુન્ય ભંડાર, ॥ અવગુણ મુજ મન ન
આણજ્યોરે, જાણજ્યો સેવક જગદાધાર
॥ ૬ ॥ અશ્વસેન કુલ દીનમણીરે,
વામાનંદન શીવદાતાર ॥ રંગ કહે જીન

ભક્તિથીરે, લહીએ અવિચલપદ નિર-
ધાર ॥૭॥

૯. શ્રી ચિંતામણીપાર્શ્વનાથનું સ્તવન

જિનપતિ અવિનાશી કાશી ધણીરે, મનની આશા પુરણહાર હો. જિનપતિ ચિંતામણીરે ॥૧॥ જિનપતિ અશ્વસેન કુલચંદલોરે, વાલો મારો વામા માત મ-લ્હારહો, જિન૦ ॥૨॥ જિનપતિ ત્રણ ભુ-વન શિર સેહરોરે, સેવે ચોસઠ સુરપતિ પાય હો જિન૦ ॥૩॥ જિનપતિ નાચે છે નવનવા છંદથીરે, સુરવધુ મધુર સ્વરે વલી ગાય હો જિન૦ ॥૪॥ જિનપતિ તુજ રૂપે રતિપતિ જીતીયોરે અંગથી લાજી થયોરે અનંગ હો જિન૦ ॥૫॥ જિનપતિ તુજ ઉપમા જગકો નહીરે, તું છે ગુણ

રાસીની સંગહો જિન૦ ॥૬॥ જિનપતિ સોલ સહસ અણગારનેરે, સાહુણી અડ-ત્રીસ સહસ નિસ્તારહો જિન૦ ॥ ૭ ॥ જિનપતિ નાગપતિ કર્યો ધરણેંદ્રનેરે, કરૂણા કરી દીધો નવકાર હો જિન. ॥૮॥ જિનપતિ જાદવની નાઠી જરારે, તો હવે અમને કરો સુપસાય હો જિન૦ ॥૯॥ જિનપતિ ધરણેંદ્ર પદ્માવતીરે. સેવે પાસ જક્ષ વલી પાય હો જિન૦ ॥૧૦॥ જિન-પાસ તે આશામુજઉપરેરે, સાચો શંખે-શ્વર મહારાજ હો જિન૦ ॥૧૧॥ જિન-પતિ શ્રી ગુરૂપદ્મવિજયતણોરે માગે રૂપ વિજયશિવરાજ હો જિનપતિ ચિંતામ-ણીરે. ॥૧૨॥

૧૦. શ્રી પંદરતીથી પાર્શ્વજીન સ્તવન

પડવે પ્રણમું પાય પાસ તુમારોરે,

પ્રભુ મહેર કરો મહારાજ પ્રાણ અમારોરે ॥૧॥ બીજે તે મારી બાલક બુદ્ધિ કાપોરે, છે ત્રણ રતન તુંમ પાસ તે મુજ આપોરે ॥૨॥ ત્રીજે ત્રીભુવનના નાથ મહેર કરજોરે, આ શરણે આવ્યો નાથ, સેવક કરજોરે, ॥૩॥ ચોથે ચતુર સુજાણ ચિંતા મુરોરે, મેં જાચ્યો જગનાથ, વંછીત પુરોરે ॥૪॥ પાંચમે પ્રાણઆધાર શું ઘણું કહીયેરે, આતમને મેલી નાથ, કયાં જઇ રહીયેરે ॥૫॥ છઠે છટકી દેહ નાથ ન દીજેરે, આ અનંત કાલની પ્રીત પાલીજેરે ॥૬॥ સાતમે સમરૂં નાથ ક્ષણ ક્ષણ તુમનેરે, પ્રભુ હું સમરી સમકીત, મહારાજ આપો અમનેરે ॥૭॥ આઠમે અદભુત નાથ, અંતરજામીરે, તુમ વિન જગમાં દેવ સબહે

કામીરે. ॥૮॥ નવમે નિરંજન નાથ, તું
જગ એકોરે, આ શરણે આવ્યો હજુર,
કરૂં તે વીતીરે ॥૯॥ દશમે દિનકર નાથ
પ્રગટ્યો દીવોરે, રાણો વામા ઉરસર હંસ,
તુમે ઘણું જીવોરે ॥૧૦॥ એકાદશા જીન-
રાજ, આમતપ્સારે. આ ત્રણ સયાં પરી-
વાર, દીક્ષારે ॥૧૧॥ બારસ તુમે બલવંત
બાલ ઉગારોરે, આ ભવજલમાં તુમે જ-
હાજ ભવીકનેં તારોરે, ॥૧૨॥ તેરસ તર-
શ્યા લોક, તુમ સમ આવેરે, આ દેશના
અમૃત ઢાલ, તેહને પાવેરે ॥૧૩॥ ચોદશ
ચરણકમલની સેવા આપોરે, આ જનમ
મરણનાં દુઃખ માહરાં કાપોરે. ॥૧૪॥
પુનમ વિચરે નાથ, પર ઉપગારીરે, થયા
લોકાલોક પ્રકાશ કરમ નિવારીરે ॥૧૫॥

સમેત શીખર પર સિદ્ધ. અણસણ લેઇ-
નેરે, આ મુક્તિ વધુ મેલ, કીધો જઇનેરે
॥૧૬॥ ઈતિ સમાપ્ત.

## ૧૧ શ્રી વીરપ્રભુનું સ્તવન

સરસ્વતી સ્વામિને વિનવું રે, ગણ-
પત લાગુજી પાય. જ્ઞાની વીનારે ભ્રાંતી
કોણ ભાંજશેરે ॥ ૧ ॥ આસો પલ્લવતરૂ
છાંયડેરે, ત્રીગડું રચે સુરરાય. જ્ઞાની વિ-
નારે ભ્રાંતી૦ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિ-
કારે બેઠી છે પરખદા બાર જ્ઞાની૦ ॥૩॥
વીરપ્રભુ દીયે ધર્મ દેશનારે, સાંભળે
પરખદાબાર જ્ઞાની૦ ॥૪॥ સોલ પહોર-
ની દીધી દેશનારે, બુજવ્યા જાણ અજાણ
જ્ઞાની૦ ॥૫॥ કાર્તિક માસ અમાવસ

જાણીએરે, દીવાલીએ નીરવાણુ જ્ઞાની૦ ॥ ૬ ॥ ચાર ઘડીને પરોઢીએરે, વીરજી પહોચ્યા નીરવાણ જ્ઞાની૦ ॥ ૭॥ ભાક્ત કરીને ભોળા ભોળો૦ગોરે, છેતરી દીધો છેહ જ્ઞાની૦ ॥૮॥ હું ય નહોતો પ્રભુ બાલકોરે, આડા કરીને આવત સાથ જ્ઞાની૦ ॥૯॥ લોગુ થકો મનડો રહયોરે, તે તુમારી સેવાને કાજ જ્ઞાની૦ ॥૧૦॥ એક ઘડી પ્રભુ તુમ વિનારે, જાએ મારે વરસ સમાન જ્ઞાની૦ ॥ ૧૧ ॥ ગોતમ કહિનેરે કોણ બોલાવશ્યેરે કોણ કરશ્યે મારી સાર જ્ઞાની૦ ॥૧૨॥ તુમે જાણ્યું તે ગોતમ કેવલ માગશ્યેરે માગશે મુક્તિનો વાસ જ્ઞાની૦ ॥ ૧૩ ॥ આ કર્મમાં હશે તો કેવલ આવશ્યેરે. આવશ્યે મુક્તિનો વાસ ॥૧૪॥

વિર પ્રભુ મુગતેં ગયારે ॥ ગૌતમ ને કેવલ જ્ઞાન જ્ઞાનિ૦ ॥ ૧૫ ॥ માણેક મુનિ ભણે મન રંગ શું રે ॥ આપોને મુક્તિનો વાસ. વાલ્હા હો પ્રભુ ફરી ફરી ન આવું ગરભાવાસ જ્ઞાની૦ ॥ ૧૬ ॥

૧૨—શ્રી વીરભગવાનની વિનતી.

વીર સુણો મોરી વિનતી, કરજોડી હો કહું મનની વાત. બાલકની પરે વિનવું, મોરા સ્વામિ હો તું ત્રિભુવન તાત ॥ વીર ॥ ૧ ॥ તુમ દરિસણ વિણુ હું ભમ્યો, ભવ માંહે હો સ્વામી સમુદ્ર મોઝાર, દુઃખ અનંતાં મેં સહ્યાં, તે કહેતાં હો કેમ આવે પાર ॥ વીર ॥ ૨ ॥ પરઉપગારી તું પ્રભુ દુઃખ ભંજે હો જગ દીન દયાળ તેણે હારા ચરણે આવીઓ સ્વામિ

મુજને હો નિજ નયણ નિહાળ ॥ વીર ॥ ૩ ॥ અપરાધી પણ ઉધર્યા, તેં કીધી હો કરૂણા મોરા સ્વામ હું તો પરમ ભક્ત તાહરો, તેણે તારો હો નહીં ઢીલ કામ ॥ વીર ॥ ૪ ॥ શુલ્લ પાણી પ્રતિ બુજવ્યો જેણે કીધો હો તુજને ઉપસર્ગ ડંક દીધો ચંડ કોસિયે તેં દીધો હો તસુ આઠમો સર્ગ ॥ વીર ॥ ૫ ॥ ગોસાળો ગુણ હીણ ઘણો જેણે બોલ્યા હો તોરા અવરણવાદ તે બળતો તેં રાખીયો સીત લેશ્યા હો મૂકી સુપ્રસાદ ॥ વીર ॥ ૬ ॥ વચન ઉથાપ્યા તાહરાં જે જગડયો હો તુમ સાથે જમાલ, તેહને પણ પંદરે ભવે શિવગામી હો કીધો તેં કૃપાળ ॥ વીર ॥ ૭ ॥ અઇમતો ઋષી જે રમ્યો જલ્લમાંહે હો બાંધી

માટીની પાળ તરતી મુકી કાચલી તેં તાર્યો હો તેહને તતકાળ ॥ વીર ॥ ૮ ॥ એ કોણ છે ઇંદ્રજાળીઓ, એમ કહેતો હો આવ્યો તમ વીર તે ગૌતમને તેં કર્યો પોતાનો હો પ્રભુતાનો વજીર ॥વીર॥૯॥ મેઘ કુંમર ઋષી બુજવ્યો ચિત્ત ચુકયો હો ચારિત્રથી અપાર એકા અવતારી તેહને તેં કીધો હો કરૂણા ભંડાર ॥ વીર ॥૧૦॥ બાર વરસ વેશ્યા ઘરે રહયો મૂકી હો સંયમનો ભાર નંદિષણ પણ ઉધ્ધર્યો, સુર પદવી હો દીધી અતિસાર ॥વીર॥ ૧૧ ॥ પંચ મહાવ્રત પરીહરી ગૃહવાસે હો વસ્યા વરસ ચોવીશ તે પણ આદ્ર કુમારને તેં તાર્યો હો ત્હારી એહ જગીશ ॥ વીર ॥ ૧૨ ॥ રાય શ્રેણીક રાણી ચે-

લણ્યા, રૂપ દેખી હો ચિત ચુકયા જેહ, સમોવસણ સાધુ સાધવી, તેં કીધા હો આરાધક તેહ ાાવીરા૧૩ાા વરત નહી, નહી આખડી, નહિં પોસો હો નહીં આદર દિખ્ખ, તે પણ શ્રેણીક રાયને તેં કીધો હો સ્વામી આપ સરિખ્ખ ાાવીર ાા ૧૪ ાા એમ અનેક તેં ઉધ્ધર્યા, કહું ત્હારા હો કેતા અવદાત, સાર કરો હવે માહારી; મન આણો હો સ્વામી માહરી વાત. ાા વીર૦ ાા૧૫ાા સૂધો સંયમ નવિ પળે, નહીં તેહવો હો મુજ દરિસણનાણ, પણ આધાર છે એટલો, એક ત્હારૂં હો ધરૂં નિશ્ચલ ધ્યાન, ાા વીર૦ ાા૧૬ાા મેહ-મહીતળ વરસતો, નવિ જોવે હો સમ વિષમ ઠામ, ગિરૂઆ સહેજે ગુણ કરે,

સારો હો મ્હારાં વંછીત કામ ॥ વીર૦ ॥ ૧૭॥ તુમ નામે સુખ સંપદા, તુમ નામે હો દુઃખ જાયે દૂરે, તુમ નામે વંછિત ફળે, તુમ નામે હો મુજ આનંદ પૂર ॥ વીર૦ ॥૧૮॥

કળશ

ઇમ નગર જેસલમેરૂ, મંડણ તીર્થંકર ચોવીસમો. શાસનાધીશ્વર સિંહલાંછન, સેવતાં સુરતરૂ સમો, જિનચંદ ત્રિશલા માન નંદન, સકળચંદ કળા નિલો, વાચનાચારજ સમય સુંદર, સંથુણ્યો ત્રિભુવન તિલો ॥ ૧૯ ॥ ઇતિ ॥

૧૩-શ્રી વીર ભગવાનનું નિશાળ ગયણું

સખી ત્રિભુવનપતિ આનંદરે, માતા ત્રીશલા રાણીના નંદરે આ વંદારે, વીર

કુંવરને હાશે; સખી તેમ તેમ દીલડાં ઉલ્લસે, ઉછરંગેરે નિશાળ ગયણું કીજી-યેરે; સખી સહુ જનમે રમતાંરે. સઉ સજ્જનને મન ગમતારે. આ રમતારે વીરકુંવર મોટા થયારે. સખી માને બાપ એ ચીંતવે, સખી કુંવર ભણાવું વગેરે ઉછરંગેરે, નિશાળ ગયણું કીજીએરે. સખી આંગણ મંડપ રચીયારે. સખી માલણ તોરણ બાંધેરે. સિદ્ધારથેરે સાજન સૌ કો તેડીયારે; સખી આભ કરે આખ્યા-ણાંરે, તમે ભરી ભરી લ્યો તરભાંણારે આલાણાંરે શેરીએ સોહામણાંરે. સખી ધસ મસ કરતી માડીરે એમ કુંવર તાણે સાડીરે. આ સુખડલી માગી લ્યો સૌ મન રળીરે, સખી ધસ મસ કરતી ધાયેરે એમ

બેની મંગળ ગાયેરે, આ નરનારી આવે સૌ ઉતાવળાંરે, સખી હાથમાં સોના સાંકલાં, તમે કુંવર પહેરો વાંકડા આ સાંકળાં સાવ રતન હીરે જડયાંરે સખી બાંહે બાંધો નીરમળી. સખી હાથે સોહીએ મુદ્રડી. આ મુદ્રડી જોતાં થોકે મનરળીરે. સખી કેડે ખસમસ ફાડારે નમે બાંધવ ન કરશો આડારે, ચડાવુ રે ઘેમર ઉપર જગ ધણીરે. સખી કામ સઘળાં ચીંતવ્યાં, સખી ઘેમર ખંધે જઇ ચઢયા, આ મહા-વીર સરસ્વતી ભણવા સંચર્યારે, સખી હાથમાં સોના પાટીયાં, માતા ત્રીશલાને ઓઢણ ઘાટડી, આ ઘાટડી સાવરતન હીરે જડીરે, સખી હાથમાં રામણ દીવારે સખી મહાવીર ઘણું જીવોરે, આ આશીષ

આપે સો ટાળે મલીરે. સખા હાથમાં સોના લેખણો, સખી કુમાર દર્પણુ અક્ષણો; આ લેખણો સાવ રતન હીરે જડીરે. સખી ખાંડે ભરીયા ખડીઆરે; સખી માણેક મોતી જડીયારે, આ ખડી-યારે, બાળક બુદ્ધિ સંચરેરે, સખી વકૃચ આવી તીહાં રહ્યા સખી ઇંદ્રે આસન ઠાવીયા, આ ત્રણ પ્રદક્ષિણા દઇ પ્રભુ પાયે નમ્યારે. સખી અધર ઉઠી ઉભા થયા. સખી બે કર જોડી આગલ રહ્યા. આ મહાવીર અધ્યારૂ ભણાવીયારે. સખી વેંચણુ ધાણી દાળીયા, તમે લ્યો સઘળા નિશાળીઆ, આ નિશાળીઆ વીરકુંવ-રને વાલેરારે. સખી ભેરી ભુંગળ વાગે છે સખી દેવતાઇ તલ ઢલ ગાજે છે, આ મહા-

વીર સરસ્વતી ભણી ઘેર આવીયારે, તમે દઇજ લ્યોને ભામણા, તમે ઘેર ઘેર દેજો વધામણા, આ મહાવીર ગોત્રજ આઈપાયે નમ્યારે; સખી કેરાં કાકડ મારીચાં સખો પાપડને સારે વડાં, આ બહુરૂપી વડીયો દીસે શોભતીરે, સખો સક્કરપારા સુખડી, સખી શાકમાં ચોળાફળી, સિદ્ધારથ ઘેરે સાજન સૌ જમાડીયારે. સખી તજ લવીંગ એલચી, સખી પાન ને સોપારી, સીદ્ધારથેરે મુખવાસ સૌને આપીયારે. સખી ત્રણ ભુવનનો સ્વામિ સખી અવિચળ પદવી પામીરે, આ શીવનામી વીર કુંવર ચરણે નમું રે.

## ૧૪–શ્રીસીમંધર સ્વામિનું સ્તવન.

(જગજીવન જગ વાલહો, એ દેશી)

શ્રી સીમંધર સાહીબા, વીનતડી અવ-

ધાર લાલરે. પરમપુરૂષ પરમેશ્વરૂ, આતમ પરમ આધાર લાલરે, શ્રી સીમંધર૦ ॥ ૧॥ કેવલજ્ઞાન દીવાકરૂ, ભાગે સાદિ અનંતલાલરે, ભાસક લોકા લોકકે, જ્ઞાયક હોય અનંત લાલરે ॥ શ્રી સી૦ ॥૨॥ ઇંદ્ર ચંદ્ર ચક્રી સરૂ, સુરનર રહે કર જોડ લાલરે. પદ પંકજ સેવે સદા, અણ હું તે એક કોડ લાલરે ॥ શ્રી સી૦ ॥૩॥ ચરણ કમલ પિંજર વસે, શુભ મન હંસ નિત્ય મેવ લાલરે. ચરણ સરણ મોહી આશરો, ભવ ભવ દેવાધિદેવ લાલરે. ॥ શ્રી સી૦ ॥૪॥ અધમ ઉદ્ધારણ છો તુમ્હે, દૂર હરો ભવદુઃખલાલરે. કહે જિનહર્ષ મયા કરી. દેજો અવિચલ સુખ લાલરે, ॥ શ્રી સી૦ ॥૫॥ સંપુર્ણ,

## ૧૫-શ્રી ગૌતમ સ્વામીનું સ્તવન.

પહેલો ગણધર વીરનોરે, શાસનને‌ા શણગાર; ગૌતમ ગોત્ર તણો ધણીરે, ગુણમણીરયણ ભંડાર, જયંકર જીયો ગૌતમસ્વામ, ગુણમણિ કેરો ધામ. જયં૦ નવનિધિ હોય જસનામ, જ૦ પૂરે વંછિત કામ, જ૦ જીયો૦ ॥૧॥ જ્યેષ્ટા નક્ષત્રે જનમીઓરે, ગોબર ગામં મોઝાર વિશ્વ-ભૂતી પૃથ્વીતણોરે, માનવી મોહનગાર, જ૦ જીયો૦ ॥૨॥ સમવસરણદેવે રંચ્યુંરે, બેઠા શ્રી વર્ધમાન; બેઠી તે બારે પરખ-દારે, સુણવા શ્રી જિનવર વાણ જ૦ જીયો૦ ॥૩॥ વીર કને દીક્ષા ગ્રહીરે; પાંચ-સોનો પરિવાર, છઠ્ઠ છઠ્ઠ કરી પારણુંરે, ઉગ્ર કરે વિહાર, જ૦ જીયો૦ ॥૪॥

અષ્ટાપદ લબ્ધે કરીરે, વાંધા જિન ચોવીશ,
જગ ચિંતામણી તિહાં કરીરે, સ્તવીયા
એ જગદીશ, જ૦ જીયો૦॥ ૫ ॥ પનરસો
તાપસ પારણારે, ખીર ખાંડ ઘૃત આણુ,
અમૃત જસ અંગુઠડેરે, ઉગ્યો કેવળ ભાણુ
જ૦ જીયો૦ ॥૬॥ દીવાળી દીન ઉપ-
જ્યુંરે, પ્રત્યક્ષ કેવલજ્ઞાન, અક્ષયલબ્ધિ-
તણો ધણીરે, ગુણમણિ રયણ ભંડાર
જ૦ જીયો૦ ॥ ૭ ॥ પચાસ વર્ષ ગૃહ-
વાસમાંરે, છદ્મસ્થપણાએ ત્રીશ, બાર
વર્ષ લગે કેવળીરે, આઉબાણું જગીશ
જ૦ જીયો૦ ॥૮॥ ગૌતમ ગણધર સરી-
ખારે, શ્રી વિજયસેન સૂરીશ, એ ગુરૂ
ચરણ પસાઉલેરે, વીર નમે નિશ દીશ
જયંકર જીયો ગૌતમસ્વામ ॥૯॥ સંપુર્ણ.

## ૧૬–શ્રી સિધ્ધાચલનું સ્તવન.

શોભા શી કહુ રે સેત્રુંજા તણી જ્યાં બિરાજે પ્રથમ તીર્થંકર દેવ જો, રૂડીરે રાયણતલે ઋષભ સમોસર્યા, ચોસઠ સુરપતિ સારે પ્રભુની સેવજો, શોભા૦ ૧॥ નિરખોરે નાભીરાયા કેરા પુત્રને, માતા મારૂદેવી કેરા નંદજો, રૂડી તે વનિતા નગરીનો ધણી, મુખડું સોહે શરદ પુનમનો ચંદ જો. શોભા૦ ॥૨॥ નીરખો તે નારી કંથને વિનવે, પીયુડા મુજને પાલીતાણું દેખાડજો, એ ગીરીએ પુર્વ નવાણું સમોસર્યા, માટે મુજને આદિશ્વર ભેટાડજો, શો૦ ॥૩॥ મારે મન જાવાની ઘણો હોંસ છે. કયારે જાઉં ને કયારે કરૂં દર્શન જો; તે માટે મન મારૂ તલસે ઘણું, નયણ નીહાલું

તો ઠરે મારાં લોચન જો, શોભા૦ ॥ ૪ ॥ એવીને અરજ ભલાની સાંભલો, હુકમ કરો તો આવું તમારી પાસજો, મહેર કરીને દાદા દરિસણ દીજીએ, શ્રી શુભ-વીરની પહોંચે મનની આશાજો, શોભા શી કહુંરે શેત્રુંજા તણી. ॥૫॥

## ૧૭–શ્રી શત્રુંજયનું સ્તવન.

ડુંગર ઠંડોને ડુંગર શીતળો, એ ગીરી સીધ્યા સાધુ અનંતરે, ડુંગર પહોળો ડુંગર ફુટડો, ત્યાં વસે મારૂદેવીનો નંદરે, ત્યાં વસે સુનંદાનો કંતરે, ફુલના ચોસર પ્રભુજીને શીર ચઢે ૧. પહેલે આરે શ્રી પુંડરીક ગીરી, એંશી જોજનનું પરીમાણરે, બીજે સીત્તેર જોજન જાણીએ, ત્રીજે સાઠ જોજનનું માનરે, ફુલના ચોસર૦ ૨ ચોથે

આરે પચાસ જોજન જાણીયે, પાંચમે બાર જોજનનું માનરે, છઠે આરે સાત હાથ જાણીયે, ઇણી પેરે બોલે શ્રી વર્ધ-માન, ફુલના૦ ૩ ઇણગીરી રૂષભ જિણંદ સમોસર્યા, પ્રભુજી પુર્વ નવાણું વારરે, જાત્રા નવાણું જે જુગતે કરે, ધન ધન તે-હનો અવતાર રે. ફુલના૦ ૪ જે નર શે-ત્રુંજયે ભેટયો સહી, જે નર પૂજ્યા શ્રી આદિ જીણંદરે, દાન સુપાત્રે જેણે દીધાં સહી, તે ફરી ના આવે ગર્ભાવાસ રે. ફુલના૦ ૫ જે નર શેત્રુંજયે ભેટયા નહિ, જેણે નવી પુજ્યા શ્રી આદિ જિણંદરે. દાન સુપાત્રે જેણે દીધાં નહિ, તેના નવી છુટે કર્મના બંધરે. ફુલના૦ ૬ ડુંગર નીરખી ડુંગર જે ચઢે, ડુંગર ફરશ્યો સો

સો વારરે, મુક્તિ સામાને પગલાં જે ભરે, તેના નવી થાયે કર્મના બંધરે પુલના૦ ૭ ઉદય રતન અવસર પામીને, જાત્રા કરશે નર નારરે, શ્રી શેત્રુંજય મહાતમમાં કહ્યું, તસ ઘેર હોવે મંગળ માળરે, પુલના૦ ૮

૧૮–શ્રી કુમતી ઉત્થાપકનુ સ્તવન.

ભરતાદિક ઉદ્ધારજ કીધો શ્રી સેત્રુંજા મોજાર ॥ સોના તણાં જ્યાં દહેરાં કરાવ્યાં, રતનતણાં બિંબ સ્થાપ્યા હો. હો કુમતો કયાં જીન પ્રતિમા ઉથાપી હો કુમતી ॥ ૧ ॥ વીર પછે બસેં નેવું વરસે સંપ્રતિરાય સુજાણો, સવા લાખ પ્રાસાદ કરાવ્યાં, સવાક્રોડ બિંબ સ્થાપ્યાં હો કુમતી ॥૨॥ દ્રુપદિએ જીન પ્રતીમાપુજી, સુત્રમાં સાખ કેવાણી, છઠે અંગે તે વીરે

ભાખ્યો, ગણધર પૂરે, સાખ હો કુમતી. ॥ ૩ ॥ સંવત નવસે સતાણું વરસે, વિમલ મંત્રીસર જેઓ, આબુ તણાં જેણે દહેરાં કરાવ્યાં. બે હજાર બિંબ સ્થાપ્યાં હો કુમતી. ॥ ૪ ॥ સંવત અગીયાર નવાણું વરસે, રાજા કુમારપાળ જેહ, પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં, સાત હજાર બંબ સ્થાપ્યાં હો કુમતી ॥ ૫ ॥ સંવત બાર બહોતેર વરસેં, સંઘવી ધન્નો તેહ, રાણકપુરનાં દહેરાં કરાવ્યાં, ક્રોડ નવાણું દ્રવ્ય ખરચ્યાં હો કુમતી ॥ ૬ ॥ સંવત બાર પંચાણું વરસે, વસ્તુપાલ તેજપાલ, આબુ તણાં જેણે દહેરાં કરાવ્યાં, અગીયાર હજાર બિંબ સ્થાપ્યાં હો કુમતી. ॥ ૭ ॥ સંવત તેર એકોતેર વરસે, સમરો સારંગ

શેઠ, ઉદ્ધાર પંદરમો શ્રી શેત્રુંજે કીધો, અગીયારલાખ દ્રવ્યખરચ્યો હો કુમતિ. ॥ ૮ ॥ સંવત સોલ છોત્તર વરસે, બાદર શાને વાડે, ઉદ્ધાર સોલમો શ્રી શેત્રુંજે કીધો, કરમાશાએ જસ લીધો હો કુમતિ. ॥ ૯ ॥ જીયા જીન પ્રતીમા સરખી જાણો પુજો ત્રીવિધે તુમે પ્રાણી, જીન પ્રતીમામાં સંદેહ ન રાખો, વાચક જસની વાણી હો કુમતી ॥ ૧૦ ॥

## ૧૯-શ્રી ઋષભદેવની સ્તુતી.

શ્રી આદિ દેવા પદ પદ્મ સેવા, શ્રી મારૂદેવા સુત પાપ ખેવા. યુગાદિ દેવા વૃષ ચિન્હ લેવા, નમામિ ભકત્યા શિવ પંથ મેવા ॥ ૧ ॥ સહસ્ત્ર ચારી જિન આદિધીરો, સો મલ્લિ પાસોત્રય એક વીરો,

દીક્ષા શતોંસે ષટ વાસુ પૂજયો શેષા સ-
હાસ્ર ઇક પાપ ધુજો ॥ ૨ ॥ જિનેંદ્રવાની
ગુણ રત્નખાની, નિર્વાણ ઠાની સબ કર્મ
હાની, અર્થ પ્રદાનિ સુખકો નિશાની,
સુધા સમાની હર માન માની. ॥ ૩ ॥
ચક્રેસરી શાસન શાન્તીકારી ગોમુખ
યક્ષો હિત સંઘ કારી. આનંદસૂરો તપ
ગચ્છ ધોરી, સદા નમે વલ્લભ હાથ જોડી.
॥ ૪ ॥

## ૨૦–શ્રી નેમનાથજીની સ્તુતિ

યદુવંશા કાશે ઉડુપતિ સમા નેમિ-
જિનજી, શરીરે રંભાભા રતિમદ હરી
રાજુલ તજિ, ગ્રહી દીક્ષા ભારી ભવીજન
વિબોધે હીત કરી, કરો દષ્ટિ સ્વામિ હરિ-
ણપશુ જૈસે હીત કરી. ॥ ૧ ॥ ગયે મુક્તિ

સ્વામિગિરિ શિખર ઉજ્જિજંત શિરસિ, આપાપામે વીરા શિવ સુખ અનંત વિફરસી, જષાબ્રુ ચંપામે ધવલગિરિનાભે ચજિનજી, સમેતે આનંદામૃત રસ કરાવીશ જિનજી ॥ ૨ ॥ અનેકાંત સ્યાદ્વાદ નયગમ ભંગાદિ વિધિશું, અજેયાહિ તીર્થાંતરશત બુધૈઃ કીટસમશું, નિહારીવાણી યોજન અતિશાયા પંચશતહા, સુધા ધારા સારા જિનમુખ થકી નિર્ગત સુહા ॥ ૩ ॥ અધિષ્ઠાતા અંબા પ્રવચન સુરીનેમીજિનજી, કરો ગોમેધો હિસતત સુખ શાંતિ અતિ ધની. વિજય આનંદ શ્રી તપ ગણુ ગણી વલ્લભસદા નમો ભાવે શુધ્ધે મન વચન કાયાફલ સદા. ॥ ૪ ॥

## ૨૧-શ્રી પાર્શ્વનાથની થોયો.

શમદમોતમ વસ્તુ મહાપણું, સકલ કેવલ નિર્મલ સદ્ગુણં ॥ નગર જેસલમેર વિભુષણં, ભજત પાર્શ્વજીનં ગત દૂષણં ॥ ૧ ॥ સુરનરેશ્વર નમ્ર પદાંબુજાઃ, સ્મરમહીરૂહભંગ મત્તંગજાઃ॥ સકલતીર્થકરાસુખકારીકા.ઇહજયંતુ જગજ્જન તારકાઃ ॥૨॥શ્રયતિ યઃ સુકૃતિ જિન શાસનં, વિપુલ મંગલ કેલી વિશાસનં ॥ પ્રબલ પુણ્યરમોદમ ધારીકા, ફલતિ તસ્ય મનોરથ માલીકા ॥ ૩ ॥ વિકટ સંકટ કોટી વિનાશની, જીનમતા જીત સૌખ્ય વિકાશિની ॥ નરનરેશ્વર કિન્નર સેવિતા, જયંતુ સારદ શાસન દેવતા ॥ ૪ ॥

### ૨૨-શ્રી પાર્શ્વનાથની સ્તુતિ.

ભીડ ભંજન પાર્શ્વ પ્રભુ સમરો; અરિહંત અનંતનું ધ્યાનધરો; જિન આગમ અમૃત પાન કરો; શાસન દેવી સવી વિઘ્નહરો; ॥ ૧ ॥ ( આ સ્તુતિ ચાર વખત કહેવાય )

### ૨૩-શ્રી વર્ધમાન તપની સ્તુતિ.

વર્દ્ધમાન આંબીલ તપ આદરો, ચોવીસ જિનની પુજા કરો; અંતગડ આગમ સુણો વખાણ, સિદ્ધાઇ દેવી કરે કલ્યાણ ॥ ૧ ॥ (આ સ્તુતિ ચાર વખત કહેવાય)

### ૨૪-શ્રી સીમંધરજીની થોયો.

શ્રી સીમંધર દેવસુહંકર મુનિમન પંકજ હંસાજી ॥ કુંથુ અરજીન અંતર જનમ્યા, તિહુઅણ જસ પરશંસાજી ॥

સુવ્રત નમિ અંતર વરી દીક્ષા, શિક્ષા
જગત નિરાસેજી ॥ ઉદય પેઢાલજીનાં
તરમાં પ્રભુ જાશે શિવ વહુ પાસેજી ॥
॥ ૧ ॥ બત્રીસ ચઉસઠી ચઉસઠી મલિયા
ઇગ સય સઠી ઉક્કિઠ્ઠાજી ॥ ચઉ અડ અડ
મલી મધ્યમ કાલે, વીશ જીનેશ્વર દીઠાજી ॥
દો ચઉ ચાર જઘન્ય દશ જંબુ, ધાયઈ
પુષ્કર મોઝારે જી ॥ પૂજો પ્રણમો આચા-
રાંગે પ્રવચન સાર ઉધારેજી ॥ ૨ ॥ સી-
મંધર વરકેવલ પામી, જીન પદ ખવણ
નિમિત્તેજી ॥ અર્થ નિદેશાન વસ્તુ નિવે-
શાન દેતાં સુણત વિનીતેજી ॥ દ્વાદશ
અંગ પૂરવયુત રચિયાં, ગણધર લબ્ધિ
વિકસિયાજી ॥ ૩ ॥ આણારંગી સમ-
કિત સંગી, વિવિધ ભંગ વ્રતધારીજી ॥

ચઉવિહ સંઘ તીરથ રખવાલી, સહુ ઉ-
પદ્રવ હરનારીજી પંચાંગુલીસુરી શાસન
દેવી દેતી તસ જસઋદ્ધિજી ॥ શ્રી શુભ-
વીર કહે શીવ સાધન, કાર્ય સકલમાં
સિદ્ધિજી ॥ ૪ ॥

## ૨૫–શ્રી મૌન એકાદશીની સ્તુતિ.

॥ અરસ્ય પ્રવજ્યા નમિ જિન પતે
ર્જ્ઞાન મતુલં. તથા મલ્લેર્જન્મ વ્રતમપ-
મલં કેવલમલં, વલક્ષૈકાદશ્યાં સહસિલ-
સદુદામ મહસિ ક્ષિતૌ કલ્યાણાનાં ક્ષપતુ
વિપદઃ પંચકમદઃ ॥૧॥ સુપર્વેદ્રિ શ્રેણ્યા-
ગમન ગમનૈ ર્ભૂમિવલયં, સદા સ્વર્ગત્યે-
વાહમહમિકયા યત્ર સલયં, જિના નામ
પ્યાપુઃ ક્ષણમતિ સુખં નારકસદઃ ક્ષિતૌ
કલ્યાણાનાં ક્ષપતુ વિપદઃપંચકમદઃ ॥૨॥

જિના એવં યાનિ પ્રણિજગદુરાત્મીય સમયે, ફલંયત્કર્તૃણામિતિચ વિદિતં શુદ્ધ સમયે ॥ અનિષ્ટારિષ્ટાનાં ક્ષિતિરનુભવેયુર્બહુમુદ: ક્ષિતૌ કલ્યાણાનાં ક્ષપતુ વિપદ: પચ કમદ: ॥૩॥ સુરા સેવા: સર્વે સકલ જિન ચંદ્ર પ્રમુદિતા,સ્તથા ચ જ્યોતિષ્કાઽખિલ ભવન નાથા: સમુદિતા:, તપો યત્કર્તૃણાં વિદધતિ સુખં વિસ્મિતહૃદ: ક્ષિતૌ કલ્યાણાનાં ક્ષપતુ વિપદ: પંચકમદ:॥૪॥ સંપુર્ણ.

૨૬—અધ્યાત્મ સમશ્યા થોયો.

ડાલે બેઠી એક સુડલી; તસ ચાંચન આવે, ચણુ લેવાના કારણે, સમુદ્રમાં જાવે, ડાલે બેઠી એક સુડલી. ॥ ૧ ॥ આપ વરણ લીલી નહી, તસ ચાંચ છે લીલી, ચાંચે ઇડાં મુકતિ સાયરમાં ઝીલી.

ડાલે બેઠી એક સુડલી. ॥ ૨ ॥ એરે ઈંડાં થાપ્યાં ઘણાં, પણ તે નવી ખુટે, એનો ભકિત જે કરે તેના પાતિક છુટે. ડાલે બેઠી એક સુડલી. ॥ ૩ ॥ હરખ વિજય પંડિત કહે, એ કોણ છે સુડી, એનો અર્થ જે કરે, તેની બુદ્ધી છે રૂડી. ડાલે બેઠી એક સુડલી. ॥ ૪ ॥

## ૨૭. શ્રી અયવંતી સુકુમારનાં તેર ઢાળીયાં. "દુહો"

પાસ જીનેશ્વર સેવીએ, ત્રેવીશમો જીનરાય ॥ વિઘ્ન નિવારણ સુખકરણ નામે નવ નિધિ થાય ॥ ૧ ॥ ગુણ ગાઉં ખંતે કરી, અયવંતી સુકુમાળ ॥ કાન દેઇને સાંભળો, જેમ હોય મંગળ માળ ॥ ૨ ॥

॥ ઢાળ ૧ લી ॥

( દેશી ત્રિપદીની )

(બે કરજોડી તામરે, ભદ્રા વિનવે. એ દેશી)

મુનિવર આર્ય સુહસ્તીરે કિણહિક અવસરે, નયરિ ઉજ્જયણી સમોસર્યાં એ ॥૧॥ ચરણ કરણ વ્રતધારરે, ગુણમણિ આગરૂ, બહુ પરિવારે પરિવર્યાં એ ॥૨॥ વન વાડી આરામરે, લેઇ તિહાં રહ્યા, દોય મુનિ નગરી પઠાવીયા એ ॥૩॥ થાનક માગણ કાજરે મુનિવર મલપતા, ભદ્રાને ઘેર આવીયાએ ॥૪॥ શેઠાણી કહે તામરે, શિષ્ય તુમે કેહના,શે કાજે આવ્યા ઇહાં એ ॥૫॥ આર્ય સુહસ્તિના શિષ્યરે અમે છીએ શ્રાવિકા, ઉદ્યાને ગુરૂ છે તિહાં એ ॥૬॥ માગું છું તુમ પાસરે, રહેવા

સ્થાનક, પ્રાસુક અમને દીજીએ એ ॥૭॥
વાહનશાળ વિશાળરે. આપી ભાવશું
આવી ઈહાં રહીજીએ એ ॥૮॥ સપરિવાર
સુવિચારરે, આચારજ તિહાં, આવી સુખે
રહે સદા એ ॥૯॥ નલિની ગુલ્મ અધ્યય
નરે, પહેલી નીશા સમે ભણે, આચારજ
એકદાએ ॥૧૦॥ ભદ્રા સુત ગુણવંતરે,
સુખી સુરોપમ, રૂપવંત રળીયામણો એ
॥૧૧॥ અયવંતિ સુકુમારરે, સાતમી ભુ
મિકા, પામ્યો સુખ વિલસે ઘણું એ॥૧૨॥
નિરૂપમ નારી બત્રીશરે, રૂપે અપચ્છરા,
શશીવયણી, મૃગલોયણી એ ॥૧૩॥ કહે
જિનહર્ષ વિનોદરે, પરમ પ્રમોદશું, લીલા
લાડે અતિ ઘણી એ ॥૧૪॥

॥ દુહો ॥

પ્રથમ નિશા સમયે મુનિ, કરિ પડિક્કમણું સાર ॥ આલોયણ આલોચતાં, કુમાર સુણ્યો તેણિવાર ॥૧॥ રાગ રંગે ભીનો રહે, અવર નહિ કોઇ આજ, લેવો દેવો માતાવશું, કુમાર વડો શિરતાજ ॥૨॥

॥ ઢાળ ૨જી ॥

( માયા મોહે દક્ષિણ મેલાઇ. એ દેશી )

મધુર સ્વરે મુનિવર કરે હોજી, સુત્ર તણોરે સજ્ઝાય ॥ શ્રવણે સુપરે સાંભળી, હોજી, આવી કુમરને દાય ॥ અયવંતીસુકુમાર સુણી ચિત્તલાય ॥૧॥ એ આંકણી ॥ વિષય પ્રમાદ તજી કરી, હોજી, તન મન વચન લગાય ॥ એ સુખ મેં કિહાં અનુભવ્યા, હોજી, જે કહે મુનિવર રાય ॥જય૦॥૨॥ કુમર કરી એમ શોચના હોજી, બેઠા

ધ્યાન લગાય ॥ હૃદયમાંહી વિચારતાંહોજી,
રોમ રોમ ઉલ્લસિત થાય ॥ અય૦ ॥૩॥
ઈમ ચિંતવતાં ઉપન્યું હોજી, જાતિસમ-
રણ જ્ઞાન ॥ આવ્યો તિહાં ઉતાવળો
હોજી, ધરતો મન શુભ ધ્યાન ॥અય૦॥
૪॥ ગુરૂનાં ચરણ કમળ નમી હોજી, બેઠો
મનને કોડ ॥ ભગવંત ભદ્રાસુત અછું
હોજી, પુછું બે કરજોડ ॥અય૦॥પ॥ નલિ-
ની ગુલ્મ વિમાનમાં હોજી, તુમે સુખ
જાણો કેમ ॥ સૂરિ કહે જિન વચનથી હો
જી, અમે જાણું છું એમ ॥અય૦॥૬॥
પુરવ ભવે હું ઉપન્યો હોજી, નલિની
ગુલ્મ વિમાન ॥ તે સુખ મુજને સાંભર્યું
હોજી, જાતિ સમરણ જ્ઞાન ॥અવ૦॥૭॥ તે
સુખ કહો કેમ પામીયે હોજી, માહરે તેહ

શું, કામ કૃપાકરી મુજને કહો, હોજી માહરે
તેહ શું કામા॥અય૦॥૮॥ એ સુખ મુજને
નવિ ગમે હોજી, અપૂર્વ સરસ વિમાન
ક્ષીરોદધિ જળ કિમ ગમે હોજી, જેણે
કીધો પયપાન ॥અય૦॥૯॥ એટલા દિન
હું જાણતો હોજી. મેં સુખ લહયાં શ્રીકાર
મુજ સરીખો જગ કોઇ નહિ હોજી, સુ-
ખીયો ઇણે સંસાર ॥અય૦॥૧૦॥ હવે મેં
જાણ્યાં કારમાં હોજી, એ સુખ ફળ કિં-
પાક ॥ કહે જિનહર્ષ હવે કહો હોજી,
કિમ પામું તે નાક ॥અય૦॥૧૧॥

॥ દુહા ॥

એ સંસાર અસાર છે, સાચો સ્વર્ગ-
નો દ્વાર ॥ તીન જ્ઞાન ઘટમેં વસે, સુખ
તણો નહિ પાર ॥૧॥ રયણ મોતી તિહાં
ઝળહળે, કૃષ્ણાગર ચમકાર ॥ તાલ મૃ-

દંસ દુંદભિતણા, નાટકનો નહિ પાર ાા૨ાા

ાા ઢાળ ૩જી ાા

( તું કુળદેવી સેવી સદા. એ દેશી )

સંયમથી સુખ પામીએ, જાણો તુમે નિરધાર ાા કુમરજી ાા સુર સુખનું કહેવું કિશું, લહિયે શિવ સુખ સાર ાા કુમરજી સંયમ ાા૧ાા એ આંકણી ાા નર સુર સુખ એણે જીવડે, પામ્યા અનંતી વાર ાા કુમરજી ાા નરપતિ સુરપતિ એ થયો, ન લહી તૃપતિ લગાર ાાકુમરજીાા સંયમ૦ ાા૨ાા કાગ લિંબોળી પ્રિય કરે, પરિહરે મીઠી દ્રાખ ાા સુગુરૂજી ાા નલિની ગુલ્મ વિમાનનો, મુજને છે અભિલાષ ાા સુગુરૂજીાાસંયમ૦ાા૩ાા તે ભણી મુજશું મયા કરી, ગુરૂજી ચારિત્ર ાા સુગુરૂજી ાા

દીક્ષ કીસી હવે કીજીએ, લીજીએ વ્રત સુપ-
વિત્ર સુગુરૂજી સંયમ૦ ॥૪॥ શ્રી આચાર-
જ એમ કહે, હજુય અછે તું બાળ કુમરજી;
તું લીલાનો લાડણો, કેસિગર્ભ સુકુમાળ ॥
કુમરજી ॥ સંયમ૦ ॥ ૫ ॥ દીક્ષા દુક્કર
પાળવી, પંચ મહાવ્રત ભાર ॥ કુમરજી ॥
માથે મેરૂ ઉપાડવો, તરવો જળધિ અપાર
॥ કુમરજી ॥ સંયમ૦ ॥ ૬ ॥ મીણ તણે
દાંતે કરી, લોહચણા કોણ ખાય ॥ કુમરજી ॥
અગ્નિ ફરસ કોણ સહી શકે, દુક્કર વ્રત
નિરમાય ॥ કુમરજી ॥ સંયમ૦ ॥ ૭ ॥
કુમર કહે પ્રભુ સાંભળો, દુઃખવિણ સુખ
કિમ થાય ॥ સુગુરૂજી ॥ અલ્પ દુઃખે બહુ
સુખ હુવે, તે તો દુઃખ ન ગણાય ॥ સુગુરૂ ॥
સંયમ૦ ॥ ૮ ॥ તપ કરવો અતિ દોહલો,

સહેવા પરિસહ ઘોર ॥ કુમરજી ॥ કહે જિનહર્ષ સુભટ થઇ, હણવા કર્મ કઠોર ॥ કુમરજી ॥ સંયમ૦ ॥ ૯ ॥

॥ દોહા ॥

કુમાર કહે મુનિરાયને, વંદૂ બે કર જોડ ॥ શુરા નરને સોહલું, ઝુઝે રણમેં દોડ ॥ ૧ ॥ તે માટે મુજ દીજીએ, સંયમ ભાર અપાર ॥ કર્મ ખપાવું સદ્દગુરૂ, પામુ ભવજળ પાર ॥ ૨ ॥

॥ ઢાલ ૪ થી ॥

( કપુર હોય અતિ ઉજળોરે. એ દેશી. )

કર જોડી આગે રહી રે, કુમર કહે એમ વાણ ॥ શુરાને શું દોહિલું રે, જે આગમે નિજ પ્રાણ ॥ મુનીસર, માહરે

વ્રત શું કાજ ॥ મુજને દીઠાં નવિ ગમેરે, ઋદ્ધિ રમણી એ રાજ ॥ મુની૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સાચાં કરી જાણ્યાં હતાં રે, કાચાં સહુ સુખ એહ ॥ જ્ઞાન નયણ પ્રકટયાં હવે રે, હવે હું છંડીશ તેહ ॥ મુનિ૦ ॥ ૨ ॥ દુક્કર વ્રત ચિર પાળવાં રે, તે તો મેં ન ખમાય ॥ વ્રત લેઈ અણ-સણ આદરૂં રે, કષ્ટ અલગ જેમ થાય ॥ મુનિ૦ ॥ ૩ ॥ જો વ્રત લીએ સુગુરૂ કહે રે, તો સાંભળ મહા ભાગ ॥ ઘેર જઈ નિજ પરિવારનીરે, તું તો અનુમતિ માગ ॥ મુની૦ ॥ ૪ ॥ ઘેર આવી માતા ભણી રે, અયવંતી સુકુમાળ ॥ કોમળ વયણે વીનવેરે, ચરણે લગાડી ભાલ ॥ માતાજી માહરે વ્રતનું કામ. ॥ ૫ ॥ અનુમતિ દ્યો

વ્રત આદરૂં રે, આર્ય સુહસ્તિ ગુરૂ પાસ ॥ નિજ નરભવ સફળો, કરૂં રે, પૂરો માહરી આશ ॥ માતાજી૦ ॥ ૬ ॥ મૂરખ નર જાણે નહિ રે, ક્ષણુ લાખેણી જાય ॥ કાળ અચિંત્યો આવશેરે, શરણ ન કોઈ થાય ॥ માતાજી૦ ॥ ૭ ॥ જેમ પંખી પંજર પડયો રે, વેદે દુઃખ નિશ દિન ॥ માયા પંજરમાં પડયો રે, તેમ હું વિશાવા વીશ ॥ માતાજી૦ ॥ ૮ ॥ એ બંધન મુજ નવિ ગમેરે, દીઠાં પણ ન સુહાય ॥ કહે જિન હર્ષ અંગજ ભણીરે, સુખીયો કર મોરી માય ॥ માતાજી૦ ॥ ૯ ॥

॥ દોહા ॥

આ કાયા આશાશ્વતા, સંઝાય જેહવો વાન, અનુમતિ આપો માતાજી,

પામું અમર વિમાન ॥ ૧ ॥ કેનાં છોરૂં કેનાં વાછરૂ, કેહનાં માય ને બાપ ॥ પ્રાણી જાશે એકલો, સાથે પુણ્યને પાપ ॥ ૩ ॥

॥ ઢાલ ૫ મી ॥

(વાત મ કાઢો હો વ્રત તણી, એ દેશી)

॥ દોહા ॥

માય કહે વચ્છ સાંભળો, વાત સુણાવી એસી રે ॥ સો વાતે એક વાતડી, અનુમાત કોઇ ન દેશીરે ॥ માય ॥ ૧ ॥ એ આંકણી.॥ વ્રત શ્યું તો શ્યો નાનડો, એ શી વાત પ્રકાશી ॥ ઘર જાએ જિણ વાતથી, તે કેમ કીજે હાંસીરે ॥ માય૦ ॥૨॥ કેણે ધુતારે ભોળવ્યો, કે ભુરકી કેણે નાખીરે ॥ બોલો અવળા બોલડા, દીસે

છબી મુખ ઝાંખીરે ॥ માય૦ ॥ ૩ ॥
તું નિશ દિન સુખમાં રહયો, બીજી વાત
જાણી રે ॥ ચારિત્ર છે વચ્છ છે દોહિલું,
દુઃખ લેવું છે તાણીરે ॥ માય૦ ॥ ૪ ॥
ભુખ તૃષા ન ખમી શકે, પાણી વિણ
પળ જાયરે ॥ અરસ નીરસ જળ ભોજને,
બાળવી નિજ કાયરે ॥ માય૦ ॥ ૫ ॥
ઇહાં તો કોમળ રેશમી, સૂવું સોડ ત-
ળાઇરે ॥ ડાભ સંથારો પાથરી ભુંયે સૂવું
છે ભાઇરે ॥ માય૦ ॥ ૬ ॥ આછાં પહેરણ
પહેરવાં, વાવા દિન દિન નવલારે; તિહાં
તો મેલાં કપડાં, ઓઢવાં છે નિત્ય પહેલાં
રે ॥ માય૦ ॥ ૭ ॥ માથે લોચ કરાવવો,
રહેવું મલિન સદાઇરે ॥ તપ કરવા અતિ
આકરા,વરવી મમતા ન કાંઈ રે ॥ માય૦

॥ ૮ ॥ કઠિણ હૈયું તે એ સહે, તે દુઃખ તેં ન ખમાય રે ॥ કહે જિન હર્ષ ન કીજીએ, જિણ વાતે દુઃખ થાય રે ॥ માય૦ ॥ ૯ ॥

॥ દોહા ॥

કુમર કહે જનની સુણો, મુનિ વઢિ બળદેવ ॥ સંયમથી સુખ પામિયા, તે સુ-ણજો સુખ હેવ ॥ ૧ ॥ અર્જુનમાળી ઉદ્ધર્યાં, દ્રઢ પ્રહારી સોય ॥ પરદેશી વળી રોહીણો, માત સુણાવું તોય ॥ ૨ ॥ સમદષ્ટિ હુએ સમકિતી, સંયમ સુરસુખ લીન ॥ કેઇ તર્યાં વળી તારશે, મુજમન હુઓ પવીત્ર ॥ ૩ ॥ એકજ અંગજ માહરે, તું પણ આદરે એમ ॥ કિમ

આપું હું અનુમતિ, સ્નેહ તુટે કહે કેમ ॥ ૪ ॥

## ॥ ઢાલ છઠી ॥

( લાલ રંગાવો વરનાં મોળીયાં. એ દેશી )

હવે કુમર ઇશ્યું મન ચિંતવે, તે મુજને કોઈ નાપે શિક્ષારે ॥ જો જાણું છું વિણ અનુમતે, તો ગુરૂ ન દીયે દીક્ષારે ॥ હવે૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ નિજ હાથે કેશ લોચન કીયો, ભલો વેષ જાતિનો લીધોરે ॥ ગૃહવાસ તજ્યો સંયમ ભજ્યો, નિજ મન માન્યો તેમ કીધોરે ॥ હવે૦ ॥ ૨ ॥ ભદ્રા દેખી મન ચિંતવે, એ તો વેષ લઇને બેઠોરે, એહને રાખ્યાં શું હવે, જસીયે મીઠા ભણી એ ઠોરે ॥હવે૦॥ ૩ ॥

વચ્છ સાંભળ તેં એશું કીયો, મુજ આ-
શલતા ઉન્મૂળીરે ॥ તુજ મુખ દેખીસુખ
પામતી, દેઇ જાય છે દુઃખની શુળીરે ॥
હવે૦ ॥ ૪ ॥ તુજ નારી બત્રીશે બાપડી,
અબળાને જોવનવંતીરે ॥ કુલવંતી રહેતી
નિશ દીને, તું મુખ સામુ નિરખંતીરે ॥
હવે૦ ॥ ૫ ॥ રંગે રહેતી તાહરે મન ઉપરે,
તુજ વયણ કદી નવિ લોપ્યોરે ॥ અવગુણ
પાખે એ નારિશું, કહેને શા માટે કોપ્યો
રે ॥ હવે૦ ॥ ૬ ॥ એ દુઃખ ખમ્યું જાશે
નહિ, પણ જોર નહિ તુજ કેડેરે ॥ જિન
હર્ષ ભદ્રા નારી મળી, આંખડીયે આંસુ
રેડે રે ॥ ૭ ॥

॥ દોહા ॥

બત્રીશે નારી મિલી, કહે પિયુને સુ-

વિચાર ॥ વય લઘુતા રૂપે ભલા, શો સંયમનો ભાર ॥ ૧ ॥ વ્રત છે કરવત સારિખાં, મન પવન સમાન ॥ બાવીશે પરિસહ સહે, વચન અમારો માન ॥૨॥ મયગળ દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય ॥ કરમ સુભટ દૂરે કરી, પહોંચવું શિવપુર ઠાય ॥ ૩ ॥

## ॥ ઢાળ ૭મી ॥

(ઘરે આવોજી આંબો મોરીયો, એ દેશી)

અનુમતિ દીધી માયે રોવતાં, તુજને થાઓ કોડ કલ્યાણરે ॥ સફળ થાઓ તુજ આશાડી, સંયમ ચઢજો સુપ્રમાણરે ॥ અનુ૦ ॥૧॥ એ આંકણી॥ કુમરતણાં વં-છિત ફળ્યાં, હર્ષ્યો નીજ ચિત્ત મઝારરે ॥

આવ્યો ગુરૂ પાસે ઉમહ્યો, સાથે પરિવાર અપારરે ॥ અનુ૦ ॥ ૨ ॥ સદગુરૂનાં ચરણ કમળ નમી, ભાખે કરજોડી કુમારો રે ॥ પ્રવહણ સમ ગુરૂ મુજ ભણી, સંસાર સમુદ્રથી તારોરે ॥ અનુ૦ ॥ ૩ ॥ આચારને ઉચ્ચરાવીયાં, વ્રતપંચ સહુ સાખેરે ॥ ધન ધન એવાં જેણે સુખ તજ્યાં, નર નારી મળી એમ ભાખેરે ॥ અનુ૦ ॥૪॥ ભદ્રા કહે આચારજ ભણી, તુમને કહું છું કરજોડરે ॥ જાળવજો એને રૂડી પરે, મુજ કાળજડાની કોરરે ॥અનુ૦॥૫॥ તપ કરતાં એને વારજો, ભુખ્યાની કરજો સારોરે ॥ જનમારે દુઃખ જાણ્યું નથી, અહમિંદ્ર તણો અવતારોરે ॥ અનુ૦ ॥૬॥ માહરે આથી પોથી એ હતી, દીધી છે

તુમચે હાથરે, હવે જિમ જાણો તેમ જાણુ-
જો, વાહલી માહરી ઓથરે ॥ અનુ૦॥૭॥
સાંભળ સુત જો વ્રત આદર્યું, તો પાલજે
નિરતિચારરે ॥ દૂષણ મ લગાડીશ વ્રત
જાણી, તું જેમ પામે ભવ પારરે ॥ અનુ
॥૮॥ ધન્ય ગુરૂ જેહનો એ શિષ્ય થયો,
ધન્ય માત પિતા કુળ જાસરે ॥ જેહને
કુલ એ સુત ઉપન્યો, ઇમ બોલાવી જશ
વાસરે ॥ અનુ૦ ॥ ૯ ॥ એમ કહી ભદ્રા
પાછી વળી, દુઃખણી વહુઅરો લેઇ સા-
થરે ॥ જિન હર્ષ અલ્પ જસ માછલી,
ઘેર આવી થઇ છે અનાથરે ॥ અનુ૦ ॥
॥ ૧૦ ॥

॥ દુહા ॥

ઘેર આવી સાસુ વહુ, મન માન્યો

ઉદાસ, દિપક વિણ મંદિર કિશો, પિયુ વિણ સ્ત્રીની રાશ ॥ ૧॥ પિયુ વિણ પલક ન રહી શકું, સેજ લગે મુજ ખાય ॥ પત્થર પડે ભુયંગકો, તળફ તળફ જીવ જાય ॥ ૨ ॥

॥ ઢાળ ૮મી ॥

( પ્રાહુણાની દેશી )

સદ્દગુરૂજી હો, કહું તુમને કરજોડ સ્થિર ચારિત્ર પળે નહિ ॥ સદ્દગુરૂજી હો, તપ કિરીયા નવિ થાય, કર્મ ખપે જેહથી સહી ॥ સ૦ ॥ ૧ ॥ સદ્દગુરૂજી હો તુમચી અનુમતિ થાય, તો હું અણસણ આદરૂં સદ્દગુરૂજી હો, થોડા કાળ મઝાર, કષ્ટકરી શિવપદ વરૂં ॥ સ૦ ॥ ૨ ॥ મુનિવરજી

હો ॥ જમ સુખ થાયે તુજ, તેમ કરો દેવાણુપ્પિયા ॥ મુનિ૦ ॥ ગુરૂને ચરણે લાગી, સહુ શું ખામણડાં કીયાં ॥ મુનિ॥ ૩ ॥ આવ્યો જીહાં સમશાન, બળે મૃતક વન્હિ ધગધગે ॥ મુનિ૦ ॥ બિહામણો વિકરાળ, દેખતાં મન ઊભગે ॥ ૪ ॥ ॥ મુનિ૦ ॥ પિતૃવન ઇણે નામે, દિસે યમ વન સરિખો ॥ મુનિ૦ ॥ કાંટાળા તિહાં રૂખ, કુર કંથેરી સારિખો ॥મુનિ૦॥ આવ્યો તિણ વન માંહે, તિહાં આવી અણુસણ કર્યું ॥ મુનિ૦ ॥ કાંટે વિંધાણા પાય, તતક્ષણ લોહી જરહ રહ્યું ॥ ૬ ॥ મુનિ૦ ॥ પગ પીંડો પારનાળ, લોહી પાવસ ઉન્નહયો ॥ મુનિ૦ ॥ સોભાગી સુકુમાળ, કઠણ પરિસહ આદર્યો ॥ ૭ ॥

મુનિ૦ ॥ શુક્રસ્તવ તિણિવાર, કિધો અરિહંત સિદ્ધને ॥ મુનિ૦ ॥ ધર્માચારજ ધ્યાનજ ધર્યું જિન હર્ષ ભલે મને ॥ મુનિ ॥ ૮ ॥

॥ દોહા ॥

વંદન આવી ગોરડી, પ્રાતસમય ગુરૂ પાસ ॥ કરજોડી મુખથી વદે, વાહન દીસે તાસ ॥ ૧ ॥ મુનિ કહે અનુમતિ લહી, કાઉસગ્ગ રહયો સમશાન ॥ મન ઇચ્છા ધર પામીયો, પહોત્યો દેવ વિમાન ॥ ૨ ॥

॥ ઢાળ ૯ મી ॥

(ધોબીડા તું ધોજે મનનું ધોતીયુંરે, એ દેશી)

તિણ અવસર એક આવી જંબુકી રે, સાથે લેઈ પોતાનાં બાળરે ॥ ભક્ષ કર-

વાને દશ દિશે ફિરેરે, અવળી સવળી દેતી ફાળરે ॥ તિણ૦ ॥ ૧ ॥ એ આંકણી વરણ રૂધીરની આવી વાસનારે, બાળ સહિત આવી વન માંહેરે ॥ પૂરવ વૈર સંભારી શોધતીરે, ખાવા લાગી પગશું સાહીરે ॥ તિણ૦ ॥ ચટ ચટ ચુંટે દાંતે ચામડીરે, ગટ ગટ ખાયે લોહી માંસરે ॥ બટ બટ ચર્મતણાં બટકાં ભરેરે, ત્રટત્રટ તોડે નાડી નસરે ॥ તિણ૦ ॥ ૩ ॥ પ્રથમ પ્રહરે તે જંબુક જંબુકીરે. એક ચરણનું ભક્ષણ કીધરે ॥ તો પણ તે વેદનાયે કાયો નહિરે, બીજે પ્રહરે બીજો પગ લીધરે ॥ તિણ૦ ॥ ૪ ॥ ખાયે પિંડી સાથળ ત્રોડી રે, પણ તે ન કરે તલભર રિવરે ॥ કાયા માંડ અશાશ્વતી રે, તૃપ્તિ થાઓ એહથી

જીવરે ॥ તિણ૦ ॥ ૫ ॥ ત્રીજે પ્રહરે પેટ વિદારિયું રે, જાણે કર્મ વિદાર્યાંએરે, ચોથે પ્રહરે પ્રાણ તજી કરીરે, નલિની ગુલ્મ લહ્યાં સુખ તેણરે ॥ તિણ૦ ॥૬॥ સુર વંદોને તાસ શરીરનોરે, મહીમા કરે અનેક પ્રકારરે ॥ કહે જિન હર્ષ તેણે અ-વસર મળીરે, વંદણ આવી સઘળી ના-રરે ॥ તિણ૦ ॥ ૭ ॥

॥ દોહો ॥

ગોરી સખિ ઝાંખી થઈ, આવી ન-ગરી મઝાર ॥ મુખ કમળાણું માલતી, સાસુ દેખે તેણીવાર ॥ ૧ ॥ કુળમાં કોળા હુળ થયો, મંદીર ખાવા ધાય ॥ તનભો-ગી જોગી હુએ, કરમ કરે તે થાય ॥ ૨ ॥

॥ ઢાળ ૧૦ મી ॥

( ભણે દેવકી કેણે ભોળવ્યા, એ દેશી )

વાંદી પૂછે ગુરૂ ભણી, અમચો દીસે નહિ ભરતાર પૂજ્યજી ॥ કિહાં ગયો મુનિ તે કહો, ઉપયોગે કહે તેણીવાર ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આવ્યા હતા પોહત્યા તિહાં, દુઃખ પામી મરણ સુણેય ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૨ ॥ હીયડું પીટે હાથશું, ઉપાડે શિરના કેશ ॥કામિની॥ વીલવે પિયુ વિણ પદ્મણી, સસ્નેહી પામે કલેશ ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૩ ॥ એટલા દિનમાં દીક્ષ હતી, વ્રતધારી હતો ભરતાર ॥પૂજ્યજી ॥ એટલું કહી સુખ અમતણું, સાંસ્યું નહી કિર-

તાર ॥ પૂજ્યજી ॥ વંદી ॥૪॥ અમે મન માંહે જાણતી, દેખીશું દરિસણ નિત્ય ॥ પુજ્યજી ॥ ચરણ કમળ નિત્ય વાંદશું ચિંતવતી ઇણીપરે ચિત્ત ॥ પુજ્યજી ॥ વાંદી૦ ॥ ૫ ॥ દૈવે દીધું રંડાપણું, હવે અમે થયાં અનાથ ॥ પુજ્યજી ॥ મનમાં દુઃખ કહિયે કેહને, અમચા પડયા ભુંઇ હાથ ॥ પુજ્યજી ॥ વંદી૦॥૬॥ શું તમને કહિયે રિશ્યું, હમને હુઓ સંતાપ ॥ પુજ્યજી ॥ દુઃખ કહીયે કેહને હવે, અમચાં પુરણ પાપ ॥ પુજ્યજી ॥ વાંદી ॥૭॥ ઉભી પસ્તાવો કરે, નાંખતી મુખ નીશ્વાસ ॥ કામિની ॥ કહે જિન હર્ષ ઘરે ઘરે ગઇ, બત્રિશે થઇ નિરાશ ॥ કામિની ॥ વાંદી ॥ ૮ ॥

॥ દુહો ॥

ઇણિપરે ઝુરે મોરડી, તિમ ઝુરે વળી માય ॥ મોતતણી ગતિ વંકડી, જેહથી દુર્ગતિ થાય ॥ ૧ ॥ જિમ જિમ પિયુ ગુણ સાંભરે, તિમ તિમ હૃદય મોઝાર ॥ દુઃખ વિરહે સુખ હોય કિહાં, નિઠુર થયો કિરતાર ॥ ૨ ॥

॥ ઢાળ ૧૧ મી ॥

( દેખો ગતિ દેવનીરે, અથવા ગજરાજની દેશી)

દુઃખભર બત્રીશે રોવતીરે, ગદ ગદ બોલે વચન ॥ પરલોકે પહોત્યા સહીરે સાસુ તુમ પુત્ર રતન ॥ દેજો મુને મુજરો રે અરે સાસુના જાયા, અરે નણદીના વીરા, અરે અમુલક હીરા, અરે મનમોહનગારા, અરે પ્રીતમ પ્યારા, દેજો મુને

મુજરોરે ॥ ૧ ॥ એ આંકણી ॥ ભદ્રા
સુણી દુખણી થઇરે, પુત્ર મરણની વાત
વાર પહાર દુઃખ નિર્ગમીરે; પહોતી
તિણે વન પરભાત ॥ દેજો ॥ ૨ ॥ કંથેરી
વન ઢુંઢતાંરે, પુત્ર કલેવર દીઠ ॥ નારી
માય રોઇ પડીરે નયણે જળધારા નીઠ
॥ દેજો० ॥ ૩ ॥ હીયડા ફાટે કાં નહિરે,
જીવી કાંઇ કરેશ ॥ અંતર જામી વાહ-
લારે, તેતો પહોત્યો પરદેશ ॥ દેજો० ॥ ૪ ॥
હીયડા તું નિઠુર થયુંરે, પહાણ જડયું કે
લોહ ॥ ફીટ પાપી ફાટયું નહીરે, વહાલા
તણે વિચ્છોહ ॥ દેજો० ॥ ૫ ॥ હીયડું હણું
કટારિયેરે, જુંજું અંગારે દેહ ॥ સાંભ-
ળતાં ફાટયું નહીરે, તો ખોટો તાહરો નેહ
॥ દેજો० ॥ ૬ ॥ ધણી પરે ઝુરે ગોરડીરે,

તિમહી જ ઝુરે માય ॥ પિયુ પિયુ મુખથી
કરી રહીરે, બપૈયા મૂર જિમ જાય ॥ દેજો૦
॥ ૭ ॥ દુઃખભર સાયર ઉલટયોરે, છાતીમાં
ન સમાય ॥ પ્રેત કારજ સુતનું કિયુંરે,
૧જન હર્ષ હિયે અકળાય ॥ દેજો૦ ॥ ૮ ॥

॥ દોહા ॥

વૈરાગ્યે મન વાળયો, સમજાવે તે
આપ ॥ હૈયે હટકયો હાથકર, હવે મત
કરો વિલાપ ॥ ૧ ॥ એક નારી ઘર રા-
ખીને, સાસુ સહિત પરિવાર ॥ ગુરૂનાં
ચરણ નમી કરી, લીધો સંયમ ભાર ॥ ૨ ॥

॥ ઢાળ ૧૨ મી ॥

( રાજકુમર બાઈ ભલો ભરતાર, અથવા મોરી
બહિની રે. દેશી )

ક્ષિપ્રા તટે ઉભી રડેરે, માય ચિંતા

બળતી જોય ॥ આંસુ ભીનો કંચુઓ તિહાં, રહે નિચોય નિચોય ॥ મોરી વહુઅર, એ શું થયું રે અકાજ ॥ ગયો મુજ ઘરથી રાજ ॥ મોરી૦ ॥ હું દુઃખણી થઈ છું આજ મોરી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એ ઘર મંદિર કેહનાંરે, કેહની એ ધનરાશી ॥ પુત્ર વિના સૂનાં સહુરે, કેહી જીવિત આશ ॥ મોરી૦ ॥ ૨ ॥ દીસે સહુ એ કારમાંરે, વિણસતાં કાંઈ ન વાર ॥ સંધ્યા રાગ તણી પરેરે, કારમો સહુ પરિવાર ॥ મોરી૦ ॥ ૩ ॥ બાજી બાજીગર તણીરે, દીસતી જેમ અમૂલ્ય ॥ દિવસ ચારકા પેખણારે, અંતે ધૂળકી ધૂળ ॥ મોરી૦ ॥ ૪ ॥ માતા પિતા સુત કામિનીરે, સંયોગે મળિયાં આય ॥ વાયે મળ્યાં જેમ વાદળાંરે, વાયે વિંખેરી

જાય ॥ મોરી ॥ ૫ ॥ સુપન માંહે જેમ રાંકડોરે, ધન પામી હુઓ શેઠ ॥ જાગી નિહાળે ઠીકરૂંરે, ભાંગ્યું માથા હેઠ ॥ મોરી૦ ॥ ૬ ॥ સ્વપ્ન જેમ અશાશ્વતાંરે, સહુ દેખાય છે એહ ॥ કહે જિન હર્ષ વૈરાગીયાંરે, સાસુ વહુઅર તેહ ॥ મોરી૦ ॥ ૭ ॥

॥ ઢાળ ૧૩ મી ॥

( સુણ બહેની પીયુડો પરદેશી. એ દેશી. )

ભદ્રા ઘર આવી એમ ભાખે, ગર્ભવતી ઘર રાખેરે ॥ અન્ય વધુ પહોતી ગુરૂ પાસે, વ્રત અમૃતરસ ચાખેરે ॥ ભદ્રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સૂધાં પાળે, દૂષણ સવળાં ટાળેરે ॥ દુક્કર તપ કરી કાયા ગાળે, કળિમળ પાપ પખાળેરે ॥ ભદ્રા૦ ॥ ૨ ॥ અંતકાળે સહુ અણસણ

લેઈ, તજી ઔદારિક દેહીરે ॥ દેવલોકનાં સુખને લેહી, ચારિત્રનાં ફળ એહીરે ॥ ભદ્રા૦ ॥ ૩ ॥ કેડે ગર્ભવતી સુત જોયો, દેવળ તેણે કરાયોરે ॥ પિતા મરણને ઠામે સુહાયો, અયવંતી પાસ કહાયોરે ॥ ભદ્રા૦ ॥ ૪ ॥ પાસ જિણેસર પ્રતિમા થાપી, કુમતિ લતા જડ કાપીરે ॥ કીર્તિ તેહની ત્રિભુવન વ્યાપી, સૂરજ જેમ પ્રતાપીરે ॥ ભદ્રા૦ ॥ ૫ ॥ સંવત સત્તર એકતાલીશે, શુકલ અષાઢ કહીશેરે ॥ વાર શનિશ્ચર આઠમ દિવસે, કીધી સજ્ઝાય જગીશેરે ॥ ભદ્રા૦ ॥ ૬ ॥ અયવંતી સુકુમાર મલાવે, મધુર સ્વરે ગુણ ગાવેરે ॥ તે જિન હર્ષ દીપે વડદાવે, શાંતિ હર્ષ સુખ પાવેરે ॥ ભદ્રા૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ૨૮. રાત્રી ભોજનની સજ્ઝાય.

પુન્ય સંયોગે નરભવ લાધ્યો, સાધ્યો આતમકાજ, વિષયારસ જાણો વિષ સરોખો, એમ ભાંગે જિનરાજરે ॥ પ્રાણી રાત્રી ભોજનવારો. આગમવાણી સાચી જાણી, સમકાત ગુણ સહિનાણીરે ॥ પ્રાણી રાત્રિ ભોજન૦ ॥૧॥ અભક્ષ બાવીશમાં રયણી ભોજન, દોષ કહ્યા પરધાન; તેણે કારણ રાતેમત જમજો, જો હોય હૈડે સાનરે, પ્રાણી૦ ॥ ૨ ॥ દાન સ્નાન યુદ્ધને ભોજન, એટલાં રાતે ન કીજે; એ કરવાં સૂરજની સાખે, નીતિ વચન સમજી જેરે પ્રાણી૦ ॥ ૩ ॥ ઉત્તમ પશુ પંખીપણ રાતે, ટાળે ભોજન ટાણે, તુમે તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણોરે ॥

પ્રાણી૦ ॥ ૪ ॥ માખી જુ કીડી કોળીયા વડો, ભોજનમાં જો આવે; કોઢ જલોદર વમન વિકળતા, એવા રોગ ઉપાવેરે પ્રાણી૦ ॥ ૫ ॥ છન્નુ ભવ જીવ હત્યા કરતાં, પાતક જેહ ઉપાયું, એક તળાવ ફોડતાં તેટલું, દુષણ સુગુરૂ બતાવ્યુંરે પ્રાણી૦ ॥ ૬ ॥ એકોત્તર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ; અઠ્ઠોત્તરભવદવ દીધા જિમ, એક કુવણિજ સંતાપરે પ્રાણી૦ ॥ ૭ ॥ એકસો ચુમાળીસ ભવલગેં કીધાં, કુવણિજના જે દોષ, કુડું એક કલંક દીયંતાં, તેહવો પાપનો પોષરે પ્રાણી૦ ॥ ૮ ॥ એકસો એકાવન ભવલગેં દીધાં, કુડાં કલંક અપાર; એકવાર શીળખંડયા જેહવો, અનરથનો વિસ્તારરે પ્રાણી૦ ॥

૯ ॥ એકસો નવાણું ભવલગે ખંડ્યાં, શિયળ વિષય સંબંધ, તેહવો એક રાત્રી ભોજનમાં, કર્મ નિકાચીત બંધરે પ્રાણી૦ ॥ ૧૦ ॥ રાત્રી ભોજનમાં દોષ ઘણાં છે, કહેતાં નાવે પાર, કેવલી કહેતાં પાર ન પાવે, પૂરવ કોડી મઝારરે પ્રાણી૦ ॥૧૧॥ એહવું જાણીને ઉત્તમપ્રાણી, નિત ચઉ-વિહાર કરીજે, માસે માસે માસખમણનો, લાભ એણીવિધ લીજેરે પ્રાણી૦ ॥૧૨॥ મુનિવસ્તાની એહ શીખામણ, જે પાળે નરનારી. સુરનર સુખ વિલાસીને હોવે, મોક્ષ તણા અધીકારીરે પ્રાણી૦ ॥ ૧૩ ॥

## ૨૯. દીવાની સજ્ઝાય.

॥ ઢાળ ૧ ॥

દશ ધારા દિવો કહ્યો એ, સુત્રસિદ્ધાં

તની શાખ,ભવીક જીવ સાંભલોરે, ચ્યારે ખુણે બે કહોએ, ઉચી નિચીજાણ, પુરવ પશ્ચિમ બે કહીરે, ઉત્તર દક્ષિણ જાણુ. ॥ ૧ ॥ કોઈ દિવામાં પડવા ગયારે, કોઈ બલે દિવાહેઠ, ભવિક૦ કોઇ ચોટયા કોડીએરે કોઈક ઝાળે જપલાઇ જાય. ભવિક૦ એવું જાણો દયા પાલજોરે, એ છે પહેલી ઢાલ ॥ ૨ ॥

॥ ઢાલ ૨ ॥

એક અજ્ઞાની ઇમ કહે, મને ન આવે અંધારે ઉંઘ, પોતે સુખે સુઇ રહયોમાંહે બલેરે પતંગીયા જીવ, અજ્ઞાની દિવો બાલે સારી રાત ॥૧॥ એક અજ્ઞાની ઇમ કહે, મને પડીરે દીવાની ઢાલ, સોડ વાલીને

સુધ રહ્યા, માંહી બલેરે છકાય અજ્ઞા૦ ॥ ૨ ॥ નાના મચ્છરીયા ફુદડા, એતો તડ તડ ધાણીરે થાય,મોટા મચ્છરીયા ફુદડા. તેને બહોલીરે પીડાથાય. અજ્ઞા૦ ॥ ૩ ॥ દશ પ્રાણ પોતાતણા, મચ્છર ફુદાના આઠ પ્રાણ. પ્રાણવાલા પોતાતણા, એતો પ્રાણ જીવનો આધાર અજ્ઞાની૦ ॥ ૪ ॥ વનમાં બાંધો પાંચ પારધી, ઘેરે માંડો દીવાનો ઢાંક, એરે જીભ્યાની લાલચે, એતો જીભે સ્વાદે જાય. અજ્ઞાની૦ ॥ ૫ ॥ જલચર માંહે હતો તારે, હતી અંધારી રાત, નવ-કોટી રહ્યો રાભડે એતો ભુલી ગયો એ વાત. અજ્ઞાની૦ ॥૬॥ આંખ દુઃખે પો-તાતણી; ત્યારે થરથર ધ્રુજે દેહ, પરપીડા નવી જાણીએં. એતો અજ્ઞાની ઢાલ ॥

અજ્ઞાની૦ ॥ ૭ ॥ વીર કહે સુણો ગોયમા અજ્ઞાનીનો નવ આવે પાર, ભારે કરમી જીવડો એતો નીશ્ચે નરકે જાય અજ્ઞાની૦ ॥ ૮ ॥ વીર કહે સુણે ગોયમા અજ્ઞાનીનો આ૦યો પાર. હલવા કરમી જીવડા, એતો નીશ્ચે મોક્ષે જાય. અજ્ઞાની દીવો બલે સારી રાત ॥ ૯ ॥ દીવાની સજ્ઝાય બોલતાં, જ્ઞાન ઘટમાંહે પ્રગટય રિદ્ધિ વીજય પં-ન્યાસનો શિષ્ય મોહન વીજય ગુણ ગાય અજ્ઞાની૦ ॥ ૧૦ ॥

૩૦. શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજ્ઝાય.

પ્રણમુ તમારા પાય પ્રસનચંદ્ર પ્રણમુ તમારા પાય,રાજછોડી રળીમણું રે જાણી અસ્થીર સંસાર. વૈરાગે મન વાળીયું રે, લીધો સંયમ ભાર પ્રસન્ન૦ ॥ ૧ ॥ સમ-

શાને કાઉસ્સગ રહીરે, પગ ઉપર પગ ચઢાય, બાહુ બે ઉંચા કરીને, સુરજ સામી દ્રષ્ટી લગાય, પ્રસન્ન ॥ ૨ ॥ દુર્મુખ દુત વચન સુણીરે, કોપ ચઢયો તત્કાળ, મનશું સંગ્રામ માંડીયોરે, જીવ પડયો છે જંજાળ પ્રસન્ન૦ ॥ ૩ ॥ શ્રેણીક પ્રશ્ન પૂછે તીસેરે, સ્વામી એહની ગતી શું થાય, ભગવંત કહે હમણાં મરે તો, સાતમી નરકે જાય. પ્રસન્ન૦ ॥૪॥ ક્ષણ એક આં-તરે પુંછીયુંરે, સરવારથ સિદ્ધ વિમાન, વાજી દેવની દુંદુભીરે, ઋષી પામ્યો કેવલ જ્ઞાન પ્રસન્ન૦ ॥ ૫ ॥ પ્રસનચંદ્ર ઋષી મુગતે ગયારે. શ્રી મહાવીરના શિષ્ય, રૂપ વિજય કહે ધન્ય ધન્ય. દીઠા એ પ્રત્યક્ષ૦ પ્રસનચં૦ ॥ ૬ ॥

## શ્રી સ્થુલિભદ્રની સજઝાય.

લાછલદે માત મલાર, બહુ ગુણ રયણ ભંડાર આજહો, ભોગીરે રમે રંગ ભર રૂડી નારીશું જી ॥ ૧ ॥ ભર યોવન વય માંહી, માતા મયગલ માંહી આજહો, જીલેરે સરોવર કોશ્યા કેરડે જી ॥૨॥ અહનિશ કરે રે કલ્લોલ, કોશ્યા શું રંગરેલ આજહો ખેલેરે કલ્લોલ મોહન માળીયેજી ॥૩॥ સ્થુલીભદ્રશું બહુ નેહ, એક જીવને દોય દેહ આજાહો જાતીરે ન જાણી રમતાં રાતડી જી ॥૪॥ ઇણ અવસરે નીજ તાત, મરણ તણી સુણી વાત આજહો એવુંરે જાણીને સંજમ આદર્યોજી ॥૫॥ કોશ્યાલહી આદેશ, વિચરે દેશ વિદેશ આજહો, ઝુરીરે વાલ્હી ભવીયણ વીરહણી એકલી

જી ॥ ૬ ॥ કુણ દેશે અંઘોલણ કુણ પીરસે-
ઘૃત ઘોલ આજહો કેશરીયે વાઘેરે કસ
કુણ બાંધશેજી ॥૭॥ સહજ સુંવાળી સેવ.
મુકી મારા મનડાની હેજ આજહો પીયુ-
ડારે પનોતો સાથમે પોઢતો જી ॥ ૮॥ જે
વીણ દિવસ ન જાય. ક્ષીણ વરસ સો થાય
આજહો વાલારે. વીચ્છોહ્યાં કહો કોણ
મેલવેજી ॥ ૯ ॥ ઈમ જપતાં બહુ માસ
સ્થુલીભદ્ર ચતુર ચોમાસ. આજહો આ
વ્યોરે ઉલટ ધરી કોશ્યા આંગણેજી ॥૧૦॥
હરખ હોયે તીને દીન, તે જાણે જગદીશ
આજહો નયણે રે રંગીલે કોશ્યા પાયે
પડીજી ॥ ૧૧ ॥ ખટરસ સરસ આહાર,
પડીલાભે તેણીવાર, આજહો, કોશ્યારે
હરખે નવનવા નેહશું જી ॥ ૧૨ ॥ પહે-

રી સોલ શણગાર, ચતુરા છેલભરી નાર આજહો, બોલેરે અમીરસ વયણ સોહામણાજી ॥૧૩॥ જે આગલ શીરંભ, દેખી રૂપ અચંભ આજહો, થંભ્યારે સુરી સરખા દેવજી ॥ ૧૪ ॥ નવી ભેદયો મુનિ સીંહ શીલવંત મોહે ધીર આજહો, ચોરાસી ચોવીશી નામ લખાવીયોજી ॥૧૫॥ સ્થુલીભદ્ર મુની નીરદોષ, જેણે પ્રતીબોધી કોશ આજહો દીધીરે સ્નેહે સમકિત સુખડીજી ॥ ૧૬ ॥ એ સ્થુલીભદ્ર ચરિત્ર, ભણતાં જન્મ પવીત્ર આજહો પામીરે લબ્ધીલીલા લક્ષ્મી ઘણીજી ॥ ૧૭ ॥

શ્રી સુંદરીના આંબીલની સજઝાય.

(સુણ મેરી સજની રજની ન જાવેરે એ દેશી)

સરસ્વતી સ્વામીના કરો સુપસાયરે,

સુંદરી તપનો ભણું સજ્ઝાયરે, ઋષભ-
દેવતણી અંગજાતરે, સુંદરીની સુનંદા
માતરે, ભવિજન ભાવે એ તપ કીજેરે,
મનુષ્યજનમનો લાહો લીજેરે ॥ ૧ ॥ ઋ-
ષભદેવે જબ દીક્ષા લીધીરે, સુંદરીને
આજ્ઞા નવી દીધીરે, ભરતરાય જબ ષટ
ખંડ સાધ્યોરે, સુંદરીએ તપ માંડી આ-
રાધ્યોરે; સાઠ હજાર વર્ષ લગે સારરે,
આંબીલ તપ કીધા નિર્ધારરે, ભવિ૦ ॥
॥ ૩ ॥ ચોદ રત્નને નવ નિધાનરે, લાખ
ચોરાશી હાથીનું માનરે લાખ ચોરાશી
જેહને વાજીરે, ભરતરાય આવ્યા તબ
ગાજીરે ભવિ૦ ॥૪॥ ભરતરાય મોટા નર-
દેવરે, દોય સહસ યક્ષ કરે સેવરે, અયો-
ધ્યા નગરી એ ભરતજી આવ્યારે, મહી-

લા સર્વે મોતીડે વધાવ્યારે ભવિ૦॥૫॥ આ કુણ દિસે દુર્બળ નારીરે, સૌ કહે સુંદરી બ્હેન તુમારીરે; કહે તુમે એને દુબળી કીધીરે, મુજ બેનડીની ખબર ન લીધીરે ભવિ૦ ॥૬॥ સહુ કહે આંબેલનો તપ કીધારે, સાઠ હજાર વરસ પ્રસિદ્ધારે જાઓ તુમે બેનડી દીક્ષા પાળોરે, ઋષભદેવનું કુળ અજવાળોરે, ભવિ૦ ॥૭॥ ભરતરાયની પામી શિક્ષારે સુંદરી એ તવ લીધી દીક્ષારે કર્મ ખપાવીને કેવલ પામીરે, કાન્તિવિજય પ્રણમે શિર નામીરે ભવિ૦ ॥ ૮ ॥

### પૈસાની સજ્ઝાય.

પૈસા પૈસા પૈસા તારી વાત લાગે પ્યારીરે, રાત દિવસ પૈસાને માટે ભટકે

નરને નારીરે, પૈસા૦ ॥૧॥ ભણવું ગણવું
પૈસા માટે પૈસો ઘેબર ધારોરે, પૈસાથી
બાલુડાં છાનાં પૈસે મોહટીયારીરે, પૈસા૦
॥૨॥ પૈસાથી પરમેશ્વર નાના પૈસો દેવ
વેચાવેરે, પૈસાની પુજારી દુનીયા પૈસા
નાચ નચાવે પૈસા૦ ॥૩॥ હીંસા ચોરી
પૈસા માટે પૈસો સર્વે વહાલુંરે, આજીજી
પૈસાને માટે,વેણ બોલવું કાલુંરે પૈસા ॥૪॥
પૈસા માટે નોકર રહેવું; પૈસા માટે શેઠારે
પૈસા માટે રાજારૈયત, પૈસા માટે વેઠારે
॥૫॥ પૈસા આગલ ગુરૂ નકામા પૈસા
માટે દોડેરે; પૈસા માટે ગાંડો ઘેલો, પૈસો
માથું ફોડેરે, પૈસાથી વહાલા છે બાપા,
પૈસા માટે છાપારે, પૈસાના લોભે છે ટંટા.
યુદ્ધે કાપં કાપારે, પૈસા ॥૭॥ પૈસાથી દુરે

જે રહેતા તે જન સાચા ત્યાગીરે, બુદ્ધિ-
સાગર નીર લોભી જન મુનિવર છે વૈરા
ગીરે ॥ ૮ ॥

## શ્રી બાર વ્રતની સજઝાય.

ગૌતમ ગણધર પાય નમી જે, સુગુરૂ વચન હૈયડે ધરીજે. એણીપેરે પ્રાણી બારે વ્રત કીજે ॥ ૧ ॥ પહેલે જીવદયા પાળી જે. તો નિરોગી કાયા પામી જે, એણી૦ ॥૨॥ બીજે મૃષાવાદ ન કીજે, દીઠું અણદીઠું આળ ન દીજે. એણી૦ ॥૩॥ ત્રીજે અદત્તા દાન ન લીજે, પડયું વિસર્યું હાથ ન લીજે. એણી૦ ॥૪॥ ચોથે નિર્મળ શિયળ પાલીજે, રત્ન પાવડીએ મુક્તિ સુખ લીજે એણી૦ ॥ ૫ ॥ પાંચમે પરીગ્રહનું માન કરીજે, પાંચે ઇંદ્રિય પોતાવશ કીજે. એણી૦ ॥૬॥ છઠે દિશીનું માન કરીજે, પચ્ચખાણ કર્યા ઉપર પાય ન દીજે. એણી૦ ॥ ૭ ॥ સાતમે

સચ્ચિત્તનું ત્યાગ કરીજે, સચ્ચિત્ત મીશ્રનો આહાર ન લીજે. એણી૦ ॥ ૮ ॥ આઠમે અનર્થ દંડ ન દીજે, હીંસા તણો ઉપદેશ ન દીજે. એણી૦ ॥૯॥ નવમે નીર્મળ સામાયક કીજે, અવ્રતિને આવકાર ન દીજે. એણી૦ ॥૧૦॥ દશમે દેશાવગાશિક કીજે, એક આસને બેસી ભણીજે. ॥ ૧૧ ॥ અગીયારમે પોસહ વૃત કીજે, છક્કાય જીવને અભયદાન દીજે. એણી૦ ॥૧૨॥ બારમે અતિથિ સંવીભાગ કીજે, સાધુ સાધવીને સુજતું દીજે. એણી૦ ॥૧૩॥ સંલેષણાનો પાઠ ભણીજે પાદપોગમ અણુસણ કીજે. એણી૦ ॥ ૧૪ ॥ દશ શ્રાવકે સંથારો કીધો, મનુષ્ય જનમનો લાહો લીધો. એણી૦ ॥૧૫॥ બારે વ્રત એણીપેરે કીજે, નરક તિર્યંચનાં બારણાં દીજે. એણી૦ ॥૧૬॥ કાન્તિવિજય ગુરૂ એણીપેરે બોલે, નહિ સાધુ સાધવીને તોલે એણી૦ ॥૧૭॥ સંપૂર્ણ.

